

# દેશી નામાની પદ્ધતિ.

## ( પ્રથમ પુસ્તક ).


રચનાર

**પ્રેમચંદ કરમચંદ શાહ.**

હેડમાસ્તર, કાઠિયાવાડ બારટન ફિમેલ ટ્રેનિંગ કોલેજ.

**રાજકોટ.**


**આવૃત્તિ બીજી.**


અમદાવાદ "આર્યોદય" પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૪૫........સન ૧૮૮૮.




કિંમત પાંચ આના.



# દેશી નામાની પદ્ધતિ.

(પ્રથમ પુસ્તક).

રચનાર
**પ્રેમચંદ કરમચંદ શાહ.**
હેડમાસ્તર, કાઠિઆવાડ બારટન ફિમેલ ટ્રેનિંગ કૉલેજ.
**રાજકોટ.**

**આવૃત્તિ બીજી.**

અમદાવાદ "આર્યોદય" પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૪૫........સન ૧૮૮૮.



કિંમત પાંચ આના.

# अर्पणपत्रिका.

**મહેરબાન મુરબ્બી શ્રી રાવબહાદુર ગોપા-
ળજીભાઇ સુરભાઇ દેશાઇ. ફેલો ઓફ
ધી યુનિવર્સિટી બૉમ્બે.** આસિસ્ટંટ
એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ,
પ્રાંત કાઠિઆવાડ.

આપે અતિશ્રમ લેઇને આ પ્રાંતના કેળવણીખા-
તાને હાલની પ્રફુલિત સ્થિતિમાં આણ્યું તે-
મજ બીજાં પણ જનસમુહનાં કલ્યાણાર્થે
અનેક કામો કર્યાં તેમ છતાં આપનો
મિલનસાર સ્વભાવ, વિદ્વતા, અને
મારા ઉપરની નિઃસ્વાર્થી કૃપાના
પ્રવાહમાં તલ્લિન થઇ આ
લઘુ પુસ્તક ઘણીજ ન-
મ્રતાથી આપને અ-
ર્પણ કરૂંછું.

સેવક.

**પ્રેમચંદ કરમચંદ શાહ.**

## પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

દુનિઆનો વ્યવહાર આપસે કર્યા વગર ચાલતો નથી, જો માણસોએ એવો વ્યવહાર રાખ્યો ન હોત તો દુનિઆ આજે આવી સ્થિતિમાં હોત નહિ. આપસેના વ્યવહારની સાથે નામું રાખવાની જરૂર પડે છે, કેમકે નામું ન રાખે તો અરસ્પરસ શું લે'ણું દેણું છે તે માલમ પડે નહિ. નામું રાખવું એટલુંજ બસ નથી પણ તે બરાબર ચોખ્ખું રાખવું જોઇએ, નહિતો કોઈ વખત સરતચુકથી એક બીજામાં મોટો વિરોધ થઇ પડે છે. કહેવત છે કે "ઉટે ચડી ઊંઘવું ને સંભારીનામું લખવું" એ બંને મહા જોખમકારી છે. ઉંટપર ચડી ઊંઘનાર માણસ પડયા વગર રહે નહિ તેમ તરત નામું ન માંડતાં પાછળથી સંભારી સંભારી નામું લખનાર ભૂલ્યાવગર રહેજ નહિ. એકાદ બે માણસ સાથે થયેલું લેવડદેવડ યાદ રહેતું નથી તો ઘણા જણ સાથે થએલું લેવડદેવડ યાદ કેમ રહે? માટે તરત નામું માંડવાની ટેવ રાખવી જોઈએ.

નામાંકિત બૂચર કહેછે કે "જેની કમાઇ ખર્ચ કરતાં વધારે તે શ્રીમંત, અને જેનો ખર્ચ કમાઇ કરતાં વધારે તે ગરીબ" આજ વાક્ય કહી આપે છે કે દરેક માણસને પોતાનાં ઉપજ ખર્ચ જાણવાની જરૂર છે એ જાણ્યા વગર ખર્ચ કરવાથી અંતે પસ્તાવું પડેછે. ઉપજ ખર્ચને નિયમિત રાખવાને દરેક માણસને નામાની જરૂર છે.

દેશી નામામાં એકજ જાતના ચોપડા રાખવામાં આવતા નથી, પણ ધંધા પરત્વે જૂદી જૂદી જાતના ચોપડા રખાયછે. જેમકે સરાફી નામાના જૂદા, દલાલોના જૂદા, કબાલો કરનારના જૂદા, કાપડીઆના જૂદા, ફડીઆના જૂદા, ગાંધીના જૂદા, નેરતીના જૂદા, ઇ૦ એટલુંજ નહિ પણ એકજ જાતના નાના મોટા વેપારીમાં પણ નામું રાખવાની તરેહ જૂદીજૂદી છે. આવા વિષયનું વગર અનુભવે નિશાળોમાં સંપૂર્ણ જ્ઞાન આપવું એ બનવું અશક્ય છે. આ પરથી આ વિષય નિશાળોમાં ચલાવી શકાયજ નહિ એમ નથી. સઘળા ધંધાનું નામું લખવાનાં મૂળતત્વો એકજ છે. એ મૂળતત્વો તે, જમાખર્ચ લખવાની પદ્ધતિના નિયમો સમજવા. જેને એ મૂળતત્વોનું સારૂં જ્ઞાન છે તે થોડી મહેનતે દરેક ધંધાને લાયક નામું લખનાર થઇ શકેછે. આ પરથી સરકારે નામાના મૂળતત્વોનું જ્ઞાન આપવાને નિશાળોમાં રોજમેળ ખાતાવહીનો વિષય દાખલ કરેલો છે.

સાધારણ વ્યવહારનું નામું લખવાના વિષયપર સરકારી એકે ચોપડી

નથી, તેમ હાલમાં ખાનગી ગૃહસ્થો તરફથી થતાં ને થએલાં પુસ્તકો આવી ઢબપર નથી એમ મારા જાણવામાં આવ્યાથી ઘણી મુદતની મારી ઈચ્છા આ ખોટ પૂરી પાડવાની હતી તે પૂરી પાડી છે. તેમજ સરાફી નામું ઇ૦ લખવાને જોઇતી માહેતી મળે તેને માટે પણ આ પુસ્તકમાં જરૂરની ગોઠવણ કરી છે.

આ વિષયનો મને જાતે અનુભવ છે, છતાં આ પુસ્તક કોઇ પણ રીતે કોઈ પણ કારણસર અપૂર્ણ રહે નહિ તેને માટે આ વિષયના કેટલાક જાણીતા સદ્‌ગૃહસ્થો જેવાકે દેશી સરાફો ઇ૦ ની સલાહ આ વિષય લખવામાં લીધેલી છે.

મરાઠીમાં સરકારે "જમાખર્ચની પદ્ધતિ" એ નામનું પુસ્તક ઘણી મુદતથી રચાવેલુંછે, તે પુસ્તક મને આ વિષય લખવામાં ઘણું સહાયભૂત થએલુંછે માટે તેના કર્ત્તાનો હું ઉપકાર માનુંછું. તેમ આ પુસ્તક અથથી તે ઇતિસુધી ધ્યાન પૂર્વક તપાશી મને કેટલીક સૂચના ગોંડલ સ્ટેટના માજી એકાઉટંટ રા. રા. જેઠાલાલ પુરૂષોત્તમ વ્યાસે કરી તેને માટે હું તેમનો ઘણો આભારી છું.

આ ચોપડીનો લાભ ગરીબો પણ લેઈ શકે, તેને માટે વિષયનો સમાવેશ થોડા કદમાં ઘણો કરી કિમ્મત પણ ઘણી ઓછી રાખી છે.

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પહેલી આવૃત્તિ કરતાં આ આવૃત્તિમાં વ્યાજ કાઢવાની જૂદી-જૂદી રીતો, તેના નમુના; તથા ભરતીયું, હુંડી અને પેંઠ લેખ વિશેષ આપવામાં આવ્યા છે. વળી જમા ખર્ચના જેજે નિયમો આપેલા છે તે નિયમોનાં ઉદાહરણ કયા મનોયત્નની કઈ રકમમાં છે તે સાંકળી બતાવ્યું છે કે જેથી શીખનારને સુગમતા થાય. આ સિવાય કેટલોક સુધારો કરવામાં આવ્યોછે. પ્રથમ આવૃત્તિમાં સરકારી નામ સંબંધી કેટલીક સૂચના આપી હતી, તે દેશીનામામાં જરૂરની ન ધારી આ આવૃત્તિમાં કાઢી નાખીછે.

### શીખવવાની રીત.

૧. શરૂઆતમાં રોજમેળના સામાન્ય નિયમો વિષે નીચેને ક્રમે પાઠ આપવા.

**પાઠ ૧લો.**—કાગળના સળ કેમ પાડવા, ચોપડો કેમ બાંધવો, રોજમેળ તે શું, તેનું મથાળું કેમ લખવું, મેળ કેમ દોરવો, જમા ઉધાર તે શું તે

કારણ સહિત સમજાવવું.

**પાઠ ૨જો.**—સિલક કેમ જમા કરવી, રોકડ રકમની આપલે કેમ લખવી ને સિલક શી રીતે કાઢવી તે સમજાવવું.

**પાઠ ૩જો.**—ઘર ખર્ચખાતું, ધર્માદાખાતું, ચાંલ્લાખાતું, ઘરેણાખાતું, એ ખાતે રોકડેથી થએલો ખર્ચ લખતાં શીખવવું.

**પાઠ ૪થો.**—જૂદી જૂદી જાતના વટાવની વાત શીખવવી.

**પાઠ ૫ મો.**—ખરીદવકરા ખાતું શીખવવું. શરૂઆતમાં જાતવાર જૂદાં ખાતાં પડાવવાં, પાછળથી એક કર્યાથી શો લાભ કે નુકશાન તે શીખવવું.

**પાઠ ૬ઠો.**—જમાખર્ચી રકમનું ખરીદવકરાખાતું શીખવવું.

**પાઠ ૭મો.**—માલના ખરીદવકરામાં થોડા પૈસા આપ્યા હોય કે આવ્યા હોય તેનું નામું શીખવવું.

**પાઠ ૮મો.**—ખાતાવહીની જરૂરીઆત ને ખતવતાં શીખવું.

૨. હવે આ વિષય પૂરી ચોપડીને ક્રમે ચલાવવો. નિયમ સમજાવી દાખલા આપવા કરતાં દાખલાઓ શીખવી તે પરથી નિયમ કઢાવી તે કરવા આપવો, તેથી નિયમો ઝટ પાકા થાયછે. એક નિયમ પાકો થાય ત્યારે બીજો શીખવવો. દાખલાઓમાં નામ વર્ગના છોકરાઓનાં લેવાં કે અરસ્પરસ થયેલો વ્યવહાર બરાબર સમજણ પડે. જેમ જેમ વિષય આગળ ચાલતો જાય તેમ તેમ પાછલા નિયમો પાકા થાય તેને માટે તે નિયમોનો પણ ઉપયોગ કરવો પડે તેવાં મનોયત્ન આપવાં. ખાતાવહી દરરોજની દરરોજ ખતવાવવી.

૩. હુંડીનું નામું શીખવતા પહેલાં તે લખતાં શીખવવી.

૪. ખાતાવહી પરથી વ્યાજ કાઢતાં શીખવવું. વ્યાજ શીખવવાનો ક્રમઃ-૧. પેટાં પૂર્યા વગર, ૨. કાપી, ૩. જમા ઉધાર જૂદી તેરીખનું, ૪. વારોવારીઉં, ૫. કાંધાનું. વ્યાજ આવડયા પછી તેનું જમાખર્ચ રોજમેળમાં નાખતાં શીખવવું.

૫. ખાતાં માંડીવાળતાં શીખવવાં. (આચડમેળમાં કહ્યા મુજબ).

૬. સરવાયું કાઢતાં શીખવવું.

૭. નવી સાલની ખાતાવહીમાં ખાતાં તાણતાં શીખવવું.

૮. પ્રથમ ભાગ શીખવી રહ્યા પછી પરીક્ષા માટે મનોયત્ન આપવાં તેમાં રોજમેળ બદલે આવરો લખાવવો. આ હેતુથી અમે પરીક્ષાનું મનોયત્ન આવરામાં બીજા ભાગમાં લખેલું છે.

ગ્રંથકર્ત્તા.

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

## ખાતાવહી.



## વ્યાજવહી.

## સરવાયું.



## ભાગ ૨ જો.

# દેશીનામાની પધ્ધતિ.

( પ્રથમ પુસ્તક ).



## ભાગ ૧ લો.

૧. વેપારી લોકો જે ચોપડા બાંધે છે, તેમાં ઘણું કરીને એક કાગળનાં ત્રણ અગર છ પાનાં પાડે છે. દરેક કાગળમાં ચચ્ચાર સળ પાડે છે, પણ કેટલીક વખત કાગળ નાના હોવાથી ત્રણ ત્રણ સળ પાડે છે. સળનો ઉપયોગ લખાણની લીટીઓ નીયમિત રાખવાનો છે. કેટલાક વેપારી ચોપડા માથા દોરાથી બાંધે છે, ને કેટલાક વચમાં દોરો નાખી બાંધે છે. માથે દોરાવાળા ચોપડામાંથી પાનાં કાઢી નાખવાં હોયતો સહેલથી કાઢી નંખાય છે, માટે માથે દોરાના ચોપડા રાખવા એ સારા સાહુકારો પસંદ કરતા નથી. ચોપડામાં કાગળ દેશી વાપરે છે, કેમકે તે ટકાઉ વધારે છે. હાલમાં હલકા ચોપડાઓમાં ફુલ્સકેપ કાગળનો વાવર થવા લાગ્યો છે.

૨. બીજા માણસ પાસેથી રોકડ અથવા બીજી રીતે જે પૈસા આપણી પાસે આવે તેનું નામ **જમા**, અને આપણી પાસેથી રોકડ અથવા બીજી રીતે જે પૈસા બીજા પાસે જાય તેનું નામ **ખર્ચ**. (ખર્ચ તરફની રકમને ખાતે, નામે, અથવા ઉધાર પણ કહેછે).

૩. જમા અને ખર્ચના સાધારણ વેપારીને મુખ્ય ચાર ચોપડા છે. તેનાં નામ.—(૧) **સુડીઉં** (ખડીઉં, દનીઉં), (૨) **રોજમેળ**, (૩) **ખાતાવહી**, (૪) **વ્યાજવહી**.

**સુડીઉં**:—જમા અથવા ખર્ચ થતાંજ તુરતા તુરત જે ચોપડામાં લખી રાખે છે, અને જેપરથી રોજમેળ તૈયાર કરવામાં આવે છે તે. એમાં રોકડની રકમો ખાતાદારને માથે ભરે છે, ને રોકડ સિવાયની રકમો પેટાગાં રહેવા દેછે, તથા તે રકમોને બીજી બાજુએ જમા કે ઉધાર કરતા નથી; આથી કરીને સિલક કાઢવાને હરકત પડતી નથી.

**રોજમેળ**:—સુડીઆ તથા વ્યાજવહી પરથી એકંદર જમા ખરચનું નામું રાખવાનો ચોપડો. એમાં રોકડ સિવાયની રકમો પણ ખાતાદારને

માથે ભરી તેને બીજી બાજુએ જમા કે ઉધાર કરી તે પછી સિલક કાઢવામાં આવે છે.

**ખાતાવહી:**—રોજમેળ ઉપરથી ખાતાવાર રકમો ખતવવાનો ચોપડો.

**વ્યાજવહી:**—ખાતાવહી ઉપરથી વ્યાજુ ખાતાનો વ્યાજ કાઢવાનો ચોપડો.

## રોજમેળ.

૪. આપણી પાસે સિલક કેટલી, અને કયા આસામી તરફથી કેટલી મળી, અને શા માટે મળી; તથા આપણે બીજાને કેટલા પૈસા આપ્યા, ને તે શાં વાસ્તે; એ રોજમેળ પરથી વિગતવાર સમજાય છે.

૫. રોજમેળના પાનાના ઉભા બે ભાગ કરી તેમાંથી ડાબી બાજુનાં ભાગમાં સિલક નીચે જમા, અને જમણી બાજુએ ખર્ચ (ઉધાર) લખાય છે.

૬. નવા વર્ષ માટે રોજમેળ કાર્તક શુદ ૧થી શરૂ કરી આસો વદ ●)) સૂધી વર્ષ ગણે છે. *

૭. રોજમેળનો આરંભ કર્યા પહેલાં મથાળે તે કોનો છે અને કઈ સાલનો છે તે લખવું. આવી રીતે હરેક ચોપડાને મથાળે લખવું. પછી નીચે લીટી દોરીને તે કયા દિવસનો મેળ છે તે મિતિ [સંવત, મહિનો, તિથિ, વાર‡] લખી ડાબી બાજુના અર્ધ ભાગપર લીટી દોરી તેને આરંભે જ (જમા) અને જમણી બાજુએ તેવીજ લીટી દોરી તેને આરંભે ઉ (ઉધાર) લખવું. પછી તેની નીચે જમા પાસે આગલા દિવસની સિલક [જણુસ] હોય તે લખવી. જો સિલક [જણુસ] ન હોય તો વેપારી લોકો સિલકમાં ૦)૧ા દોકડો લખે છે, શુન્ય મૂકતા નથી, કેમકે શુન્યને અપશુકનની નિશાની ગણે છે. સિલક કાઢતી વખતે ૦)૧ા દોકડાને જમાના સરવાળામાં ગણતા નથી, તેથી સિલક કાઢવામાં ભૂલ આવતી નથી. સિલક નીચે બેવડી લીટી દોરવી, પછી નીચે કોઈના આવેલા પૈસા હોય તે જમા અને અપાયલા પૈસા ઉધાર બાજુએ લખવા.

---

* હાલાર પ્રાંતમાં અષાડ શુદ ૨થી વર્ષ શરૂ કરી અષાડ શુદ ૧ સૂધી વર્ષ ગણવાનો રીવાજ છે. હાલમાં સરકારી સંબંધવાળા કેટલાક જાન્યુઆરીની શરૂઆતથી ડીસેંબર આખર સૂધી વર્ષ ગણે છે.

‡ હિંદુ મિતિ સાથે ઇંગ્રેજી તારીખ, માસ, સન, છેડે લખવાનો રીવાજ દાખલ કરવાની હાલમાં જરૂર છે, કેમકે કોરટોમાં ઘણી વખત તેની જરૂર પડે છે. કેટલાકે તે રીત દાખલ પણ કરી છે.

૮. રોજમેળ લખવામાં બે પ્રકાર છે. ૧. જેને વધારે વેપાર હોય છે તેતો તેમાં રોજને રોજ જમા ખર્ચ લખીને સિલક કાઢે છે તે. ૨. જેને રોજ ઘણી રકમોનું જમા ખર્ચ ન થતું હોય તે મહિનો અગર કાંઇ મુદતનું જમા ખર્ચ લખીને એકદમ સિલક કાઢે છે તે, બીજી રીતે રોજમેળ લખનારે દરેક ખાતાદારના જમા ખર્ચની મિતિ જણાવવી જોઈએ, માસ જણુવવાની જરૂર નથી, પણ તિથિ ને વાર તો અવશ્ય લખવાં.

૯. જમા ખર્ચ લખતી વખતે રકમ રોકડ કિંવા જમાખર્ચી* છે તે વાત ઉપર ખૂબ લક્ષ રાખવું. રોકડ આવી હોય તો જમા, ને આપી હોય તો ઉધાર (નામે) લખવી, અને જમાખર્ચી હોય તો જમા કરીને ઉધાર પણ તરત લખવી અથવા ઉધાર કરીને જમા પણ તરત કરવી; કારણ સિલકમાં મેળ મળવો જોઇએ.

૧૦. જેને ખાતે રૂપિઆ જમા કરવાના હોય તેની પ્રથમ અટક, નામ, ઠેકાણું, જમા બાજુએ લખી તેના પેટામાં રૂપિઆ જમા કરી તેની તપસીલ તેની સામે લખવી. તપસીલમાં તે કોના હસ્તુ† આવ્યા તે તથા એ શા માટે આવ્યા એ બાબત ખસુસ લખવી, એ પ્રમાણે જેટલી રકમો એક ખાતાદારના પેટામાં જમા કરવી હોય તેટલી વિગતવાર કરી પેટામાં સર્વાળો કરી એ સર્વાળો ખાતાદારને માથે ચડાવવો. પછી સર્વાળા નીચે બેવડી લીટી દોરી ખા. (ખાતાવહી) પા. [પાનું] કરવું. જ્યારે આ રકમ ખતવાશે, ત્યારે ખાતાવહીના પાનાનો આંકડો ત્યાં થશે; એટલે તે ઉપરથી તે રકમ ખાતાવહીમાંથી ઝટ માલમ પડશે.

૧૧. બીજાને આપેલી રકમ ઉધાર બાજુએ લખવી, તેની સઘળી તપસીલ જમા કરવાની રીત મુજબ લખવી.

૧૨. ચોપડામાં આઠ સળ હોયછે, તેમાં ચાર સળ જમા બાજુ માટે ને ચાર સળ ઉધાર બાજુ માટે હોય છે. જમા ઉધારની બાજુના ચાર સળમાંનો પહેલો સળ ખાતાદારની રકમ માથે ભરવા માટે રાખવો, ને બીજો સળ પેટામાં રકમ ભરવા માટે રાખવો, જ્યારે પેટામાં ઘણી રકમો હોય ત્યારે પેટાના બધા આંકડા ખુલ્લા દેખાય માટે જમા ઉધારનો બીજો સળ

* રોકડ અને જમાખર્ચી રકમની સમજુતી માટે કલમ ૧૫મી જુઓ.
† હસ્તે બે પ્રકારના છે. ૧. આપી જનાર કે લઇ આવનાર; અથવા ૨. લઇ જનાર, કે આપીઆવનાર.

પેટાના આંકડા ભરવામાંજ વાપરવો. પણ જ્યારે એક રકમ હોય ત્યારે પેટાનો બીજો સળ પ્રથમ આંકડા માટે રાખી વિગત માટે બીજી લીટી દોરીએ ત્યારે તે સળ તેમાં લઈ લેવો. કારણ પેટામાં સર્વાળો કરવાનો નથી. સરકારી રીત એક રકમ માટે પેટું પાડવાની નથી. હાલમાં તેના સંબંધથી કેટલાક તેમ કરતાં શીખ્યા છે.

૭ સળ હોય તો જમા ઉધારની બાજુમાં અકેક સળ આંકડા માટે રાખવો, તેમાં અર્ધો સળ ખાતાદારને મથાળે આંકડા ભરવા સારૂ રાખવો, ને અર્ધો સળ જે બાકી રહે તે પેટામાં આંકડા ભરવા સારૂ રાખવો.

૧૩. જમા ઉધાર લખવામાં દેશી રીત રૂપિઆ સાથે આના અગર રૂપિઆ સાથે દોકડા લખવાની છે. માટે જ્યારે રૂપિઆ સાથે આના બરાબર નીકળી ન શકતા હોય ત્યારે રૂપિઆ સાથે દોકડા લખવાનો રીવાજ રાખવો. જેમ રૂ. ૫ાા=ાાા, ૫)૧૪ાા દોકડા. તેમાં એક અપવાદ છે. એક આના કરતાં ઓછી કીમતનો આનો હોય ત્યારે આના ન લખતાં દોકડા લખવાનો રીવાજ છે, સબબ ૦ા, ૦ાા, ૦ાાા આનો કે દોકડો હોય તે કેમ ઓળખાય? માટે તેવે પ્રસંગે આના હોય તો દોકડા કરી લેવા. જેમ રૂ ૫ા૦ા આનો લખવો હોય તો રૂ ૫ા૧ાા લખવો, ૪/૦. પૂર્ણ આંકડો હોય ત્યાં અળાયો કરવો.

૧૪. સિલકની રકમને ખાતું પાતું કરવું નહિ.

૧૫. જમા ઉધારની રકમો બે પ્રકારની છે. (૧) રોકડ, (૨) **જમાખર્ચી**.

અ. જે રકમનો અવેજ સિલકમાં પ્રત્યક્ષ આવીને મળે અગર સિલકમાંથી પ્રત્યક્ષ કમી થાય તે **રોકડ** રકમ.

બ. જે રકમના અવેજમાં સિલક વધતી ઓછી થતી નથી. તથાપિ વ્યવહાર એવો થાય છે કે તે વડે એક આશામીને આપવું અગર લેવું થાય તે બીજાને ખાતે જમા અગર નામે ચડે છે તેવી રકમ **જમાખર્ચી** કહેવાય. જેમકે આપણે તેલના વેપાર સારૂ ઘાંચીને ઘેરથી ૫ મણ તેલ લાવ્યા, તો તેલની કિમ્મત ઘાંચીને ખાતે જમા કરવી જોઈએ, પણ તે રકમ તેલને ખાતે આપણી લ્હેણી થઇ, માટે તે રકમ તેલની ખરીદી ખાતે ઉધારવી જોઈએ.

**૧૬. રોજ સિલક કાઢવા માટે દરરોજ જમાખર્ચ થયા પછી જમાની બાજુનો જમા તરફ ને ઉધારની બાજુનો ઉધાર તરફ સર્વાળો કરવો. પછી જમા તરફના સર્વાળામાંથી ઉધાર તરફનો સર્વાળો બાદ કરવો, બાકી રહે તે સિલક જાણવી. તે સિલક આવતા રોજને સારૂ ઉધાર બાજુએ લખીને**

સર્વાળો કરે છે, એટલે જમા ને ઉધાર તરફનો સર્વાળો બરાબર થાય છે. સિલક કેટલી રહેવી જોઇએ તે નક્કી કર્યા પછી કોથળી સાથે મેળવી જોવું કે ભૂલ હોય તો માલમ પડે. દિવસની આખરે ઉધાર તરફ સિલક કાઢીએ તે ઠેકાણે સિલકમાં વિગત બતાવવી. સિલક જૂદા જૂદા માણસ પાસે રહેતી હોય તો તે પણ જણાવવું.

૧૭. વેપાર અગર બીજા કોઇપણ કામને માટે જૂદા કાઢેલા પૈસા જે ખાતે જમા કરવામાં આવે છે તે ખાતાને ભંડોળખાતું કહે છે. કેટલાક વેપારી ભંડોળખાતે જમા ન કરતાં પોતાને ખાતે જમા કરે છે, નાણાવટીને ઘેરથી ઊપાડી વેપાર શરૂ કરે તો નાણાવટીને ખાતે જમા કરે છે. પંત્યાળો વેપાર શરૂ કરે તો સઘળા ભાગીદારોની મુડી જેની તેને ખાતે જમા કરે છે. (ગનોયત્ન ૧લાની ૧લી રકમ જુઓ).

૧૮. આપણે કોઇને બીજા પાસેથી રૂપિઆ અપાવીએ, તો જેની પાસેથી અપાવીએ તેને ખાતે જમા કરવા, અને જેને અપાવીએ તેને ખાતે ઉધારવા. (મ. ૧–૩).

૧૯. अ. આપણે કોઇને ઉછીના રૂપિઆ આપીએ તો જેને આપીએ તેને ખાતે ઉધારવા, અને આવે ત્યારે તેને ખાતે જમા કરવા. આવી રકમોને કેટલાક વેપારી ખાતાવહીમાં ન ખતવતાં ઉબળેક મૂકે છે, એટલે જમા ઉધારમાં આવી રકમના માથાના આંકડા નીચે ઊ (ઉબળેક) લખે છે. સિલક કાઢતી વખત જમા ઉધારના સર્વાળામાં તો તે ગણવામાં આવે છે. (મ૦ ૧–૨, મ૦ ૨–૧).

ब. ઉપર ટપકે આપેલી રકમ નામે ન લખતાં સિલકમાંજ ગણે છે, પણ સિલકમાં પેટાની અંદર જણાવે છે કે આટલા પૈસા ફલાણા પાસે.

૨૦. अ. વેપારને માટે જે માલ રોકડેથી લાવીએ, તે માલ ખરીદ ખાતે લખાય છે, અને તે માલનું વેચાણ રોકડેથી થાય તે વકરાખાતે જમા થાયછે. રોજમેળમાં જમા બાજુએ વકરાખાતું અને ઉધાર બાજુએ ખરીદખાતું લખાય છે. પણ ખાતાવહીમાં તેનું એકઠું ખાતું પાડવામાં આવે છે તેનું નામ **ખરીદવકરાખાતું**. ખાતાવહીમાં ખરીદવકરાખાતામાં જમા બાજુએ વકરાખાતાની ને ઉધાર બાજુએ ખરીદખાતાની રકમો ખતવવી. (મ૦ ૨–૨, મ૦ ૩–૧).

ब. આપણા ઘરાકને આપણે કોઇને ત્યાંથી માલ અપાવીએ, તો જે-

ને ઘેરથી માલ આપાવીએ તેને ખાતે તે માલ જમા કરવો, અને આપણા ઘરાકને ખાતે તે માલ ઉધારવો. એમાં ખરીદ વકરાખાતાનો ઉપયોગ કરવો નહિ. આવા વેપારમાં આપણે આપણા ઘરાક પાસેથી માલની બેઠેલી કીમત ઉપરાંત વટાવ લીધો હોય તો તે વટાવ વટાવખાતે જમા કરી લેવો, અને ખોટ ગઈ હોય તો વટાવખાતે ઉધારવી એટલે મેળ મેળવવાને હરકત નહિ આવે. (ગ૦ ૨–૩).

**ટીકાઃ**—વેપારી લોકો જે જે જાતનો વેપાર કરતા હોય તે દરેક જાતમાં વર્ષ આખરે નફો કે ખોટ શી જાય છે તે તેમને જાણવું હોય તો ખરીદ વકરાખાતું નહિ રાખતાં દરેક વસ્તુની જાતવાર ખાતાં જૂદાં જૂદાં રાખે છે. પણ આવી રીત અમુક જાતનો મોટો વેપાર કરનાર જેવા કે અમુક જાતનું કાપડ જથાબંધ વેચનાર કાપડીઆ, જથાબંધ દાણા વેચનાર ફડીઆ, જથાબંધ વાસણો વેચનાર કંસારા ઈ૦ ને રાખી પાલવે. પરચૂરણ સઘળી જાતનો ધંધો કરનારને પાલવે નહિ. આ પુસ્તકમાં બંને રીતિઓનો ઉપયોગ કર્યો છે.

૨૧. अ. કોઈને ત્યાંથી ઉધારે માલ લાવ્યા, તો તેને નામે માલની કિમ્મત જમા કરીને ખરીદ ખાતે ઉધારવી, (મ૦ ૩–૨) અને કોઈને ઉધાર માલ આપ્યો હોય તો તેને નામે માલની કિમ્મત ઉધારી વકરાખાતે તે કિમ્મત જમા કરવી. (મ૦ ૩–૩).

ब. જો એવા વેપારમાં થોડા પૈસા આપણે આપ્યા હોય તો તેને નામે તે પૈસા ઉધારવા, અને આપણને થોડા પૈસા મળ્યા હોય તો તે સખસને ખાતે જમા કરવા. (મ૦ ૩–૨ને૩).

क. વળી એવી પણ રીત છે કે આવા વેપારમાં જેટલા પૈસાનો આપણે માલ આણ્યો હોય તે જમા કરી તેના પેટામાં આપેલા પૈસા બાદ કરી બાકી રહે તેટલા માથે ચડાવવા ને ખરીદ ખાતે તો માલની કુલ કિમ્મત લખવી. તેમજ ઉધારે આપેલા માલમાંથી જેટલા પૈસા આપણને મળ્યા હોય તે, માલ નામે લખતી વખત પેટામાં બાદ કરી બાકી રહે તે માથે ચડાવી વકરાખાતે તો કુલ કિમ્મત જમા કરવી.

૨૨. ઉધાર વેચેલો માલ પાછો આવે, તો લાવનારને નામે માલની કિમ્મત જમા કરી ખરીદ ખાતે ઉધારવી, અને રોકડથી વેચેલો માલ પાછો આવે તો લાવનારને નામે જમા ન કરતાં ખરીદ ખાતે માલની કિમ્મત

લખી તેને રોકડા પૈસા પાછા આપવા. કારણ પ્રથમ આપણે તે પૈસા વકરાખાતેજ જમા કરેલા છે. (મ૦ ૩—૪).

૨૩. માલ આણતાં થયેલો સઘળો ખર્ચ ખરીદ ખાતામાંજ લખવામાં આવે છે. માલની મૂળ કિમ્મત તથા ખર્ચ વિગતવાર જણાવવાને માટે જે કાગળ લખાય છે તેને **ભરતીયું** કહે છે. (નમુનો આગળ આપ્યો છે). (મ૦ ૬—૪).

૨૪. વેપારના માલમાંથી કેટલોક માલ બીજા કામમાં લીધો તો તે માલની કિમ્મત તે ખાતે જમા કરીને જે કામમાં તે માલ લીધો હોય તે ખાતે ઉધારવી. જેમકે ખાવાસારૂ ઘી, તેલ, ગોળ, દાણો ઘેર લઈ ગયા હોઇએ, ધર્માદા ખાતામાં થોડો માલ આપ્યો હોય, ઇ૦. (મ૦ ૪—૧).

૨૫. ઘરમાં વાપરવા સારૂ જે જે વસ્તુઓ લાવીએ તેની કિમ્મત ખર્ચ ખાતે લખાય છે. ખર્ચ કઇ બાબતમાં કેટલો થાય છે તે જાણવું હોય તો બાબતવાર ખર્ચખાતાં જૂદાં પાડવાં જોઇએ. જેમકે દાણાખર્ચખાતું, ઘીખર્ચખાતું, તેલખર્ચખાતું, દીવેલખર્ચખાતું, કાપડખર્ચખાતું, સરપણ (કાઠી)ખર્ચખાતું, દૂધખર્ચખાતું, શાકખર્ચખાતું, પરચૂરણ (મસાલો, ધોબી, હજામ)ખર્ચખાતું, ઈ૦. જેમને બાબતવાર ખર્ચખાતાં જૂદાં રાખવાં ન હોય તેમણે પણ ચાંલ્લાં અને ઘરેણાખાતું તો અવશ્યે જૂદું રાખવું જોઈએ. (મ૦ ૪—૨).

**ચાંલ્લાખાતું.**—શુભાશુભ પ્રસંગે એક બીજાને ચાંલ્લા કરવાનો રીવાજ છે, તેથી આ રીત અમુક મુદ્દત સૂધી ઉછીની રકમ આપ્યા જેવું થાય છે, તેથી આપણે ત્યાં આવેલો ચાંલ્લો બીજાને ત્યાં અવસર આવે પાછો વાળવો જોઇએ, તે વખતે આપણને મળેલો ચાંલ્લો જોવા સુગમ પડે માટે ચાંલ્લા ખાતું જૂદું રાખવાની જરૂર છે.

**ઘરેણાખાતું.**—હિંદુ લોકમાં ઘરેણાં ઘડાવવાનો રીવાજ બહુ છે માટે પોતાને ત્યાં કયા કયા દાગીના કેટકેટલી કિમ્મતના છે તે જાણવાસારૂ આ ખાતું નોખું રાખવું જોઇએ. (મ૦ ૪—૬).

ટીકા.—પ્રપંચમાં કિંવા બીજા એવાજ કામ તરફ જે પૈસા ખર્ચ થાય તે વિગતવાર ખર્ચખાતે લખવાનો રીવાજ નથી. વરો, લગ્ન, ઇ૦ એવા પ્રસંગે ખર્ચખાતું જૂદું પાડે છે.

૨૬. પૈસા ખર્ચખાતે લખાઇ ગયા પછી તેમાંના કાંઈ પૈસા પાછા આવે, તો તે ખર્ચખાતે જમા કરવામાં આવે છે. જેમકે ઘરમાં વાપરવા સારૂ ચાર સાલ્લા લાવ્યા, તેમાં એક પસંદ ન પડવાથી વેચી નાંખ્યો. (ગ૦ ૧૦-૨).

૨૭. કોઇપણ તરેહથી ધર્માર્થે જે પૈસા ખર્ચવામાં આવે છે તે **ધર્માદા** ખાતે લખવામાં આવે છે. ઘણા લોકોમાં પોતાની કમાણીનો અમુક ભાગ ધર્માદા ખાતે કાઢવાનો રીવાજ છે, એવા લોકોએ સાલ આખરે થયેલો નફો નક્કી કરી તે પરથી ધર્માદાના પૈસા નક્કી કરી ધર્માદાખાતે જમા કરી લેવા, અને જ્યારે તે પૈસા વાપરવામાં આવે ત્યારે આ ખાતે ઉધારીને આપવા. ધર્માદાનું દેવું પૂરૂં થાય નહિ ત્યાં સૂધી આ ખાતું માંડી વાળવું નહિ.

૨૮. अ. કોઇ પણ જણુસના વેપારમાં નફો થાય તો તે જે ખાતે જમા અને ટોટો થાય અથવા આવવાના રૂપિઆ ડૂલે તો તે જે ખાતે નામે લખાય છે તેને **વટાવખાતું** કહે છે. જૂદા જૂદા વેપારમાં વટાવ શો મળે છે તે જાણવા માટે જૂદાં જૂદાં ખાતાં રાખેછે. જેમકે હુંડીઆમણ ખાતું, વ્યાજ ખાતું, ઇ૦. પરચૂરણ વટાવ મળે તેતો વટાવ ખાતામાંજ જમા ઉધાર કરે છે. જેમ સિક્કાની અદલા બદલીનો વટાવ, કમિશન, આડત, દલાલી, ઈ૦.

ब. અમુક મુંબઇગરા રૂપિઆના પૈસા વટાવીએ તો જેટલા પૈસા ૬૪ના ભાવથી વધારે મળે અથવા ઓછા આવે તેટલા પૈસા વટાવ ખાતે જમા અગર ઉધાર કરવા. (ગ૦ ૪–૩).

क. રૂપિઆની અદલા બદલી કરતાં આપણી પાસે જે સિક્કાના રૂપિઆ હોય તે કરતાં બીજા સિક્કાના જેટલા રૂપિઆ વધારે યા ઓછા આવે; તેટલા વટાવ ખાતે જમા કરવા યા ઉધારવા. (ગ૦ ૪–૪).

ड. જે માલનું કમિશન નીયમિત હોય છે એવો કાંઇ માલ ખરીદ કર્યો તો ખરીદતાં લાગેલી કીમત કમિશન સૂધાં ખરીદ ખાતે લખવી, ને કમિશન મળ્યું હોય, તેટલી રકમ વટાવ ખાતે જમા કરવી. ધારો કે રૂ.૫૦) ની ચોપડીઓ ખરીદી, તેમાં સેંકડે પાંચ ટકા કમિશન મળ્યું તો રૂ. ૫૦) ખરીદ ખાતે લખી, રૂ. ૨॥ વટાવ ખાતે જમા કરવા. (ગ૦ ૪–૭).

इ. આડતીઆ પરદેશમાં એક બીજાને માલ વેચી આપે છે, અગર લેઈ આપે છે, તે પર સેંકડે અમુક ટકા આડત લે છે. આનો હિસાબ ઘણું કરી વર્ષ આખરે સમજે છે. હિસાબ સમજતાં આડત દેવી નીકળે તો આડતીઆને ખાતે જમા કરી વટાવ ખાતે ઉધારવી, અને લ્હેણી નીકળે તો

એથી ઉલટું કરવું. (ગ૦ ૧૧ની બીજી કલમની રકમો).

फ. દલાલ લેનાર દેનાર વચ્ચે સાટું કરાવી આપે છે. આપણે કોઇને માલ અપાવીએ તેમાં દલાલી મળે તો વટાવખાતે જમા કરવી, અને માલ ખરીદનાં આપવી પડે તેતો માલની ખરીદીખાતેજ ઉધારવી. (ગ૦ ૪-૫).

૨૯. अ. એકાદ ખાતાની રોકડ રકમ જમા કરવાને બદલે ઉધારી ગયા, અથવા ઉધાર્યાને બદલે જમા કરી ગયા, તો તે ભૂલ સાંજે સિલક મેળવતી વખત પકડાશે. ભૂલ સુધારવા માટે જમા બદલે ઉધાર થયેલી રકમ બેવડી જમા કરવી અથવા ઉધાર બદલે જમા થયેલી રકમ બેવડી ઉધાર કરવી તથા ભૂલ થઇ છે એમ તપસીલમાં લખવું. (મ૦ ૫-૧.)

ब. એકાદને બદલે બીજાને ખાતે રકમ લખી ગયા તો તે ભૂલ સિલક કાઢતાં પકડાય નહિ. એવી ભૂલ તો ખાતાદાર સાથે હિસાબ કરતી વખતે પકડાય. જ્યારે ભૂલ પકડાય ત્યારે જેને ખાતે જમા અથવા ઉધાર થયું છે તેને ખાતે ઉધાર અથવા જમા કરી ખરા માલીકને નામે જમા અથવા ઉધાર કરવું. વિગતમાં ભૂલ થયાનું કારણ જણાવવું.

क. કોઇને ખાતે રોકડ રકમ જમા કરવી ભૂલી ગયા, તેથી સિલક કાઢતાં રૂપિઆ વધે ને ભૂલ યાદ ન આવે તો તે રૂપિઆ વધઘટ અથવા અનામત ખાતે જમા કરવા, એમજ ઘટે તો વધઘટ અથવા અનામત ખાતે ઉધારવા. જ્યારે ભૂલ પકડાય ત્યારે વધઘટ ખાતે જમા થયેલી રકમ વધઘટ ખાતે ઉધારી જેના હોય તેને ખાતે મૂળ મિતિના જમા કરવા. વધઘટ ખાતે ઉધારેલી રકમને માટે એથી ઉલટું કરવું. વિગતમાં ભૂલનું કારણ જણાવવું. ખાતાવહીમાં વધઘટ ખાતું પાડવું જોઇએ. (મ૦ ૭-૧, ૮-૧).

૩૦. કોઈ ખાતાદાર પોતાના ખાતાનું દેવું બીજાને કબુલાવે ત્યારે તેણે **હવાલો આપ્યો** અને આપણે **હવાલો લીધો** એમ કહેવાય છે. હવાલાનું જમાખર્ચ નાખતી વખતે જે માણસે હવાલો આપ્યો તેને ખાતે જમા અને જે હવાલાની રકમ આપવા કબુલ થયો છે તેને ખાતે ઉધારવી. એક લે'ણદારના ખાતામાં બીજાનાં નામ ઉમેરવાં હોય ત્યારે મૂળ લે'ણદારના ખાતામાં લે'ણી રકમનો હવાલો જમા કરી મૂળના અને નવા થનાર લે'ણદારોના ખાતામાં તે હવાલો ઉધારાય છે. (મ૦ ૫-૨).

૩૧. સાહુકાર પાસેથી કરજે રૂપિઆ લેતી વખત તેમાંથી તે કરજે કાઢનારની સાહુકારી પ્રમાણે સેંકડે અમુક ટકા કાપી લેછે તેને **મંડામણી**

અથવા **કોથળી છોડામણના** રૂપિઆ કહેછે. આવી વખતે ધરાકને નામે જેટલા રૂપિઆ ધીર્યાં હોય તેટલા રૂપિઆ લખવા ને પેટામાં બતાવવું કે આટલા રોકડા ને આટલા મંડામણીના. એ મંડામણીના પૈસા વ્યાજ ખાતે જમા કરવા.

૩૨. સાહુકાર પાસેથી ગરીબ લોક કરજે નાણું લઇ તેના હપતા ગાંડી-આપે છે, દેણદાર હરેક હપતે ઠરાવ મુજબ રૂપિઆ ભરે છે, ઠરાવ મુજબ ઠરાવેલે દિવસે હપતો ન ભરે તો તેનું વ્યાજ ઠરાવેલા દર પ્રમાણે આપે છે. સાહુકાર આના બદલામાં ધીરેલા રૂપિઆનું વ્યાજ તથા કોથળી છોડા-ગણના રૂપિઆ પ્રથમ સેંકડે યા વીશ રૂપિઆપર ઠરાવેલા દર મુજબ કાપી લે છે. આવી રીતે કરજે નાણાં લેવાની રીતને **કાંધું** માંડવું કહે છે. સા-હુકારે કાપી લીધેલી રકમ મંડામણી તરીકે ગણાય છે. આવી રીતે કાંધું માંડેલા રૂપિઆ ઉધારતી વખત તેનો ઠરાવ બધો લખવો, તથા પેટામાં રોકડા કેટલા, ને મંડામણી કેટલી તે પણ જણાવવું. કાંધાની મંડામણી વ્યાજખાતે જમા કરવી. (ગ૦ ૫–૫).

૩૩. કોઇ માણસ આપણા પર રૂપિઆ મોકલી માલ મંગાવે, તો આવેલા રૂપિઆ તેને ખાતે જમા કરવા. પછી તે માલ આપણે આપણી દુકાનમાંથી મોકલીએ ત્યારે મંગાવનાર માણસને ખાતે ઉધારી તે૦ પૈસા વ-કરા ખાતે જમા કરવા. જો તે માલ આપણી દુકાનમાં ન હોય તો જેને ત્યાંથી લાવીએ તેને ખાતે જમા કરી મંગાવનાર માણસને ખાતે લખી મોકલી દેવો. માલ મોકલવાની વાર હોય તો જેનો લાવ્યા તેને ખાતે જમા કરી ખરીદ ખાતે ઉધારી દેવો, પછી જ્યારે મોકલીએ ત્યારે તેને ખાતે ઉધારી વકરા ખાતે જમા કરવો. (મ૦ ૫–૩).

૩૪. અ. આપણે કોઇની સાથે કાંઇપણ માલ વાયદે લેવાનો ઠરાવ કરી અમુક રૂપિઆ બાનામાં આપીએ, તો પ્રથમ જે રૂપિઆ બાનામાં આપ્યા હોય તે તેને ખાતે ઉધારવા, અને તેમાં સઘળો ઠરાવ નોંધવો. (ગ૦ ૬–૨). મુદત થયે માલ જોખી લાવી તેને ખાતે જમા કરવો ને તે૦ ખરીદખાતે ઉધારવો. મુદત થયે માલ ન આપે ને કરાર તોડે તો એ કરાર તોડયાના બદલામાં જે રૂપિઆ લેવાનો ઠરાવ થાય તે લઈ વટાવખાતે જમા કરવા. (ગ૦ ૮–૩). આપણે કરાર તોડીએ ને તે બદલ ખોટ આપીએ તો તે વ-ટાવ ખાતે ઉધારીને આપવી.

ब. જો આપણે માલ આપવો સહી કરી બાનામાં પૈસા લીધા હોય તો ઉપરની રીતથી ઉલટી રીતે નામું લખવાનું થાય છે.

क. કેટલાક ભાગમાં હાર જીતનાં સાટાં થાય છે. તેનું નામું પ્રથમ રોજમેળમાં લખાય નહિ. એ સાટાં કરવાની રીત એવી છે કે અમુક મુદતે અમુક ભાવે અમુક માલ આપવા લેવાનાં સાટાં થાયછે. મુદત થયે સઘળા સાટાં કરનારા ભેગા થઇ ભાવ ખંડે છે. એ ખંડેલા ભાવ પ્રમાણે હિસાબ ચૂકવતાં જે લે'ણું દેણું નીકળે તે, વાયદાની મુદતના રોજમેળમાં જમા ઉધાર થાય છે. આનું નામું પ્રથમ લખી રાખવાની જે ચોપડી હોય છે તેને કબાલાવહી કહે છે તેનું વર્ણન આગળ ભાગ ૨ જામાં કરવામાં આવશે.

૩૫. अ. પરદેશમાં કોઈ માણસનું દેવું હોય, તેને આપણે કોઈની સાથે રૂપિઆ મોકલીએ તે રૂપિઆ પહોંચ્યાનો જવાબ આવે નહિ ત્યાં સુધી મોકલેલા રૂપિઆ લઈ જનાર માણસના **હથુ** (હસ્તે) **ખાતે** લખી રાખવામાં આવે છે. જવાબ આવેથી હથુ ખાતે જમા કરી જેને રૂપિઆ મોકલ્યા હોય તેને ખાતે ઉધારવામાં આવેછે. હથુ ખાતાનો ઉપયોગ ઘણા કામમાં કરવામાં આવે છે, માલ લેવા રૂપિઆ મોકલ્યા તે જ્યાં સૂધી માલીકે માલ ખરીદ્યો નથી કે તેને (જાતે ન ગયો હોય તો) માલ પહોંચ્યો નથી ત્યાં સૂધી હથુ ખાતે રાખવામાં આવે છે.

ब. આપણા આડતીઆ પર માલ વેચવા મોકલીએ તો તે આપણી કિમ્મત મુજબ આડતીઆના હથુ ખાતે લખી મોકલવો ને તે કિમ્મત વકરા ખાતે જમા કરવી. (મ૦ ૬–૩). ભરતીયું વેચાણનું આવેથી આડતીઆને ખાતે તે પૈસા ઉધારી આડતીયાના હથુ ખાતે જમા કરવા. મિતિ ભરતીયામાં હોય તે લખવી, વાયદે વેચાણ થએલું હોય તો તે વાયદાની મુદત તેમાં બતાવવી. આટલું કર્યા પછી મૂળનું આડતીયાનું હથુ ખાતું સરભર કરવું. હથુ ખાતામાં રૂપિઆ દેવા નીકળે તો હથુ ખાતે ઉધારી વકરા ખાતે જમા કરવા, અને લે'ણા નીકળે તો હથુ ખાતે જમા કરી ખરીદખાતે ઉધારવા. (મ૦ ૭–૩).

क. હથુ ખાતાની રીત બહુ લાભકારી છે. ધારો કે એક વેપારીએ કેટલાક રૂપિઆની રવાનગી કરી, પછી તે રૂપિઆ લઈ જનારાને રસ્તામાં ચોરોએ લૂટી લઈ મારી નાંખ્યો. તે ખબર રૂપિઆ મોકલનારને માલમ પડી એટલે તે તરત હથુ ખાતે ઉધારેલા રૂપિઆ હથુ ખાતે જમા કરી વટાવ ખાતે ઉધારી વાળશે. આ પરથી જણાશે કે ખાસ લે'ણી રકમ કોઈ ખાતે નક્કી

થયા સિવાય નાખવી એ સારૂં નહિ.

૩૬. કોઈ માણસે કાંઈ રૂપિઆ આપણા ઉપર મોકલ્યા, પરંતુ કયે ખાતે જમા કરવાના છે, અથવા કોની પાસેથી આવ્યા, અથવા પોતાના છે એ જણાયું નહિ, ત્યારે તે રકમ જે ખાતે જમા કરવામાં આવે છે તેને **અનામત ખાતું** કહે છે.

૩૭ સરકારી લોન ખરીદીએ ત્યારે લોનના ભાવ પ્રમાણે બેઠેલા પૈસા તથા ખરીદતાં બેઠેલી દલાલી તે **લોન ખાતે** લખી આપવી. લોન ખરીદતાં ચઢેલું વ્યાજ આપવું પડે તે તો વ્યાજખાતે લખીને આપવું. જેમ જેમ લોનનું વ્યાજ મળતું જાય તેમ તેમ તે વ્યાજખાતે જમા કરવું જ્યારે લોન વેચીએ, ત્યારે તેના જે પૈસા ઉપજે તે લોન ખાતે જમા કરવા. વેચતાં દલાલી આપવી પડી હોય તો તે ઉપજેલી રકમમાંથી બાદ કરી બાકીની રકમ લોન ખાતાને માથે ચડાવવી. વેચતી વખત જે વ્યાજ ચઢેલું મળે તે વ્યાજખાતે જમા કરવું. લોન ખાતા પરથી માલમ પડશે કે લોનમાં નફો રહ્યો કે ખોટ ગઇ.

૩૮. દરિઆ વિ૦ માર્ગે માલ મોકલવામાં તથા મંગાવવામાં આવે છે ત્યારે જોખમને લીધે તેનો **વીમો** ઉતરાવવામાં આવે છે. વીમા માટે ખર્ચેલા પૈસા માલની ખરીદી ખાતે લખવામાં આવે છે. વીમા વાળા તે પૈસા વીમા ખાતે જમા કરે છે, અને જોખમ થવાથી તે માલની કિમ્મત ભરી આપવી પડે તો વીમા ખાતે ઉધારીને આપે છે.

## હુંડી.

૩૯. જે કોઇ સાહુકાર બીજા માણસને બીજે ઠેકાણે પૈસા આપવા માટે પોતાના આડતીઆ ઉપર જે ચીઠી આપે છે તેને **હુંડી** કહે છે. હુંડીને **કડકો** અથવા **ચીઠી** પણ કહે છે.

હુંડી ત્રણ પ્રકારનીછે. ૧ **શાહજોગી, ૨. નામજોગી, ૩. ધણીજોગી.**

અ. જે હુંડીના રૂપિઆ હુંડી લાવનાર કોઈપણ લાયક માણસને ખોળાધર દઇ મળે છે તેને **શાહજોગી** હુંડી કહે છે. એ હુંડી વેચવી હોય તો વેચાય. વેચતી વખતે હુંડીના મથાળાપર એવી રીતે લખે છે કે લી૦ ફલાણા જત આ હુંડી મેં ફલાણા સાહુકારને વેચી છે, આમ ન લખે તોપણ ચાલે, ઘણા લખતા પણ નથી. કેમકે નાણાં સાહુકાર જોગ આપવા લેવાનાં છે. આ હુંડીનું જોખમ નાણું આપનારને માથે છે.

ब. જે હુંડીના રૂપિઆ હુંડીમાં જે મનુષ્યને આપવા બાબત લખેલું હોય તેનેજ તે મળે છે. બીજા કોઇને મળતા નથી, તે **નામજોગી** હુંડી કહેવાય છે. આવી હુંડી હાલ બહુ લખાતી નથી કેમકે સરકારે કરેલા મની-ઓર્ડર તેની ગરજ સારે છે. દક્ષિણ ગૂજરાતમાં નામજોગી હુંડીજ લખાય છે, નામજોગી હુંડીનાં નાણાં આપતી વખતે પણ ખોળાધર લેવાનો ચાલ છે. આ હુંડીનું જોખમ નાણાં આપનારને માથે છે.

क. જે માણસે રૂપિઆ આપીને હુંડી લીધી, તેનેજ તે રૂપિઆ મળે છે, બીજા કોઇને મળતા નથી, આવી હુંડીને **ધણીજોગી** હુંડી કહે છે. આવી હુંડીની ગરજ હાલમાં સરકારી ચલણી નોટો વાળે છે. આ હુંડી હાલમાં બહુ લખાતી નથી, અસલ બહુ ચાલતી. હુંડી લેનાર ધણીને આવી હુંડી લેઈ દૂર દેશાવર જવું હોય ત્યારે આડતીઆ પર નાણાવટી હુંડી શિકારી આપવા બાબત જે કાગળ લખે છે. તેમાં તેના શરીરપરની નિશાની તલ વગેરે જે કાંઈ હોય તે લખે છે.

આ હુંડી શિકારી આપ્યાનું જોખમ લખનારને માથે છે, કેમકે આડતીઓ તો નિશાની જોઇ રૂપિઆ આપે.

ड. હમેશાં હુંડી લખનાર નાણાવટી હુંડી લખ્યાપછી તે શિકારી આપવા આડતીઆપર કાગળ લખે છે એ કાગળ પહોંચ્યા વગર આડતીયો નાણાં આપતો નથી.

૪૦. સાહુકારને ત્યાં રૂપિઆ જમા કરાવીને એ રૂપિઆ અમુક માણસને પહોંચાડી તેનો જવાબ આણી આપવા માટે સાહુકારને કહ્યું એટલે સાહુકાર રૂપિઆ પહોંચાડયાનો જવાબ આણી આપે છે. રૂપિઆ ભરનારાને હુંડીનો કાગળ લેવાની જરૂર રહેતી નથી એવી હુંડીને **જવાબી હુંડી** કહેછે.

૪૧. સાહુકારને જે શેહેરમાં પોતાની આડત નથી તે શેહેરમાં હુંડી કરવી પડે અથવા જે સાહુકારને ત્યાં પોતાનું ખાતું નથી તેના પર હુંડી લખવી પડે તો હુંડી આપીને તરતજ હુંડીનો અવેજ અગર તેટલા અવેજની બીજા સાહુકાર ઉપરની હુંડી મોકલે છે તેવી હુંડીને **લેગ્ણી હુંડી** કહેછે.(મ૦ ૯–૭).

૪૨. જે હુંડી સાહુકારની દુકાને બતાવતાંજ પૈસા મળે એવી હુંડીને **તરત મુદ્દતની હુંડી** કહે છે.

૪૩. જે હુંડીમાં હુંડી દેખાડયા પછી અમુક દિવસે પૈસા આપવા એવી બાબત હોય છે તેને **મુદ્દતી હુંડી** કહે છે. એ પ્રકારની હુંડી સાહુકાર

પાસે લેઇ જઇએ તે હુંડી નોંધી લેઈ તેના ઉપર ગિતિ નાખી આપે છે, તેને દેખાડ નાખી આપ્યો કહે છે. પછી મુદત પાકે પૈસા આપે છે. કારણ પરત્વે મુદતની વાટ જોવાને સવડ ન હોય તો મુદતના દહાડા બદલ વેપારીની રીતે વ્યાજ કાપી લેઇ,પૈસા આપવાનો સરાફોમાં વહીવટ છે.

**મુદતી હુંડીમાં નીચે મુજબ મુદત લખાય છે.**

अ. દિનવળતાની એટલે હુંડી દેખાડયા પછી બીજે દિવસે નાણાં મળે.

ब. મુદતવાર ભોમની એટલે દેખાડ થયા પછી ચોથે દિવસે નાણાં મળે.

क. મુદત દિન ચાર ચારની એટલે દેખાડ થયા પછી નવમે દિવસે નાણાં મળે.

ड. બાંધી મુદતની એટલે ફલાણી તારીખે અથવા ત્યાર પછી નાણાં મળે, અથવા હુંડીમાં લખ્યા મુજબ દેખાડ થયા પછી અમુક દિવસે નાણાં મળે.

૪૪. હુંડી ઈત્યાદિના પૈસા પદરમાં લેઈને તેજ હુંડી ઇત્યાદિ ઉપર રૂપિઆ ભરીપૂરીને પામ્યો એવો જે લેખ લખી આપે છે તેને **ભરપાઇ** કહે છે. હુંડી ભરપાઈ થઈ એટલે તે હુંડી **ખોખું** કહેવાય છે. એ ખોખું આડતીઓ હુંડી લખનાર ધણીપર મોકલે છે.

૪૫. **હુંડી બાબત સાહુકારના કેટલાક દસ્તુરઃ**—૧. હુંડી ગેરવલ્લે પડે તો **પેંઠ** લખે, પેંઠ ગેરવલ્લે પડે તો **પરપેંઠ** લખે, પરપેંઠ ગેરવલ્લે પડે તો **કાગળ** લખી આપે. (નમુના આગળ પૃષ્ટ ૩૫ મે આપેલા છે).

૨. જેના પર હુંડી હોય તે ખુશીથી શિકારે નહિ તો હુંડી લેનાર ધણીને અમદાવાદ, સુરત વગેરે ઠેકાણે ટકા લેખે વ્યાજ, ને સેંકડે એક ટકો ખેપ નકરામણ (ના કહેવી) વગેરે બાબતનો મળે. મહિનાથી ઓછા દિવસ હુંડી લખી આપ્યાને થયા હોયતો આખા મહિનાનું વ્યાજ મળે, મહિના કરતાં વધારે મુદત થઇ ગઇ હોય તો જેટલી મુદત થઇ હોય તેટલી મુદતનુંજ ઉપર પ્રમાણે મળે, આ બાબત જૂદા જૂદા શહેરમાં જૂદી જૂદી રીત છે.

૩. જેનાપર હુંડી લખી હોય, તે જો હુંડી પહોંચ્યા અગાઉ દેવાળું કાઢે તો લખનાર ધણી ખેપ નકરામણ તથા વ્યાજ આપે નહિ.

૪. હુંડી શકરાયા પહેલાં હુંડી લખનાર માણસ દેવાળું કાઢે તો હુંડી લેનાર ધણીના રૂપિઆ જાય, અને હુંડી શકરાયા પછી લખનાર ધણી દેવાળું કાઢે તો આડતીઆના રૂપિઆ જાય, માટે હુંડી લેનારે ખાસ લખનાર ધણીની સાહુકારીનો વિચાર કરવો જોઈએ

૫. હુંડી લીધા પછી તેનો ખપ ન હોય ને પાછી આપવી હોય તો તે લખાવનારને તેનાં નાણાં લખનાર ધણી અગર બીજો સાહુકાર ભાવ પ્રમાણે આપે. હુંડીમાં લખેલાં નહિ.

૬. સાહુકારને ત્યાં રૂપિઆ ભરવા હોય તો કેટલેક ઠેકાણે દસ્તુર છે કે સાંજ સૂધી રૂપિઆ આપે, તો તે તારીખનાજ જમા કરે. અમદાવાદ વગેરેમાં દિવસના બાર વાગ્યા સૂધી આપે તો તે તારીખનાજ જમા કરે, ને બાર વાગ્યા પછી બીજી તારીખનાજ જમા કરે.

## હુંડી બાબત જૂદા કાગળ લખે છે તેમાંના શબ્દાર્થ.

૪૬. નાણાવટીઓ દેશાવરમાં પરસ્પર આડત રાખી એક બીજાપર હુંડીઓ લખેછે. જ્યારે પોતાની ખુશીથી એક બીજાપર હુંડી લખે તે અમારીવતીની હુંડી કહેવાય છે. એમાં હુંડી લખતાં હુંડીઆમણામાં નફો આવે, ખોટ જાય, યા સરભર થાય તેનો ધણી લખનાર પોતે છે. જ્યારે આડતીયાના મંગાવ્યાથી પોતે તેનાપર હુંડી મોકલે તે તમારીવતીની હુંડી કહેવાય છે. તમારીવતીની હુંડી એ ખરેખરી કબુલાવ્યાની ચીઠી છે. આપણે તમારીવતીની હુંડી મોકલીએ તેમાં નફો યા નુકશાન આપણને થતું નથી. જેનાપર મોકલીએ તે માણસ નફા ખોટનો ધણી છે, મતલબ કે આપણને એટલા પૈસા મળે છે. હુંડી મોકલ્યા બાબત જે કાગળ લખવો પડે છે તેમાં તે અમારીવતીને ખાતે કે તમારીવતીને ખાતે જમા યા ઉધાર કરજો એ ખાસ લખવું જોઇએ.

અમારીવતીને ખાતે હુંડી હોય, ત્યારે લખનાર ધણી રોજમેળમાં પોલી તારીખ રાખે, ને ખોખું પાછું આવે ત્યારે તેમાં ભરપાઈની તારીખ હોય તે તારીખ રોજમેળમાં લખે. એ હુંડીનું જોખમ* લખનારને માથે છે.

તમારીવતીને ખાતે હોય, તો જે તારીખે લખી આપે, અથવા બીજાની લખેલી મોકલે તે તારીખની જમા ઉધાર કરે, એવી હુંડીનું જોખમ જેના ઉપર લખે છે તેને માથે છે.

જ્યારે તમારીવતીની હુંડી ના લખાવે ત્યારે અમારીવતીની સમજવી.

## હુંડીનું જમાખર્ચ નાખવા વિષે.

---

*હુંડીનું જોખમ એટલે જેનાપર હુંડી લખી હોય, તે ધણી હુંડી શિકારે નહિ તો હુંડીનું વ્યાજ, ખેપ તથા નકરામણ વગેરે જે થાય તે.

૪૭. હુંડીનું જમાખર્ચ નાખવામાં ચાર પ્રકાર છે.

૧ લો પ્રકાર. હુંડી લખનાર ધણી જમાખર્ચ કેમ નાખે તે વિષે.

૨ જો પ્રકાર. આડતીઓ આપણા ઉપર હુંડી લખે તેનું જમાખર્ચ કેમ નાખવું તે વિષે.

૩ જો પ્રકાર. રાખ્યાવાળો ધણી પોતાના ચોપડામાં જમા ઉધાર કેમ નાખે તે વિષે.

૪ થો પ્રકાર. જે હુંડી સાથે આપણો સંબંધ ન હોય તેની ખરીદી વકરો કરીએ તેનું જમાખર્ચ કેમ નાખવું તે વિષે.

**પહેલો પ્રકાર.** ૧ લી રીત—કોઇની પાસેથી રૂપિઆ રોકડા લેઈ હુંડી લખી આપીએ તેનું જમા ખર્ચ ત્રણ પ્રકારે થાય છે.

अ. રાખ્યા વાળા ધણીને જેટલા રૂપિઆની હુંડી લખી આપીએ, તેટલા રૂપિઆ હુંડી ખાતે જમા કરવા. ખોખું આવેથી હુંડી ખાતે ઉધારી આડતીયાને ખાતે જમા કરવા. (ગ૦ ૮-૪).

ब. રાખ્યા વાળા ધણીને જેટલા રૂપિઆની હુંડી લખી આપીએ તેટલા રૂપિઆ રાખ્યા વાળા ધણીને ખાતે જમા કરવા. ખોખું આવેથી રાખ્યા વાળા ધણીને ખાતે ઉધારી આડતીઆને ખાતે જમા કરવા.

क. રાખ્યા વાળા ધણીને જેટલા રૂપિઆની હુંડી આડતીયાપર લખી આપીએ, તેટલા રૂપિઆ આડતીયાને ખાતે જમા કરવા, ને તિથિ પોલી રાખવી, ખોખું આવેથી ફક્ત ભરપાઇની મિતિ તે વખતે નાખવી

**ટીકા:**—દેશમાં આ ત્રણ રીતો ચાલેછે. અમદાવાદ વગેરે ઠેકાણે क રીત ચાલે છે પણ હુંડી શકરાયા પહેલાં આડતીયાના રૂપિઆ જમા કરવા એ રીત સારી નથી તેમ રાખ્યા વાળા ધણીને હુંડી આપી છતાં તેનું દેવું ચોપડામાં રહેવા દેવું એ પણ ઠીક નથી. સબબ હુંડી આપી પૈસા લીધા તે વ્યવહાર જોતાં હુંડી ખાતે રૂપિઆ શકરાયા સૂધી જમા રાખવા એ રીત ઉત્તમ છે. આ ત્રણ રીતો આપેલ અનુક્રમે ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ છે. માટે અમે આ પુસ્તકમાં अ રીતનો ઉપયોગ કર્યો છે.

ગમે તે રીતે આ પ્રકારમાં જમાખર્ચ કરીએ, પણ હુંડી લખતાં જે વટાવ મળ્યો હોય તે તેજ દિવસે હુંડીઆમણ ખાતે જમા કરવો, અને આપ્યો હોય તો હુંડીઆમણ ખાતે ઉધારવો. સરભર ભાવે આપી લીધો તો

હુંડીઆમણુ ખાતે જમા અથવા ઉધાર કરવું પડશે નહિ.

૨ જી રીત. જો કોઈને નામે હુંડી લખી આપીએ, તો તેને ખાતે હુંડીની કિમ્મત ભાવ પ્રમાણે થાય, તેટલી ઉધારી હુંડી ખાતે જેટલાની હુંડી હોય, તેટલા જમા કરવા. વટાવના પૈસા હુંડીઆમણુ ખાતે ઉધારવા અથવા જમા કરવા. ખોખું આવેથી હુંડીના રૂપિઆ હુંડી ખાતે ઉધારી આડતીઆને ખાતે જમા કરવા. (મ૦ ૮-૫).

૩ જી રીત. તમારીવતીને ખાતે રોકડેથી અથવા ઉધાર હુંડી લખી આપીએ, તેમાં નફા ખોટના ધણી આપણે નથી પણ આડતીઓ છે. આવી હુંડી લખી આપીએ તે વખતે તેનું જમાખર્ચ તો ઉપરની રીતેજ નાખવું. પણ ખોખું આવેથી તે હુંડીના જેટલા પૈસા આપણને મળ્યા હોય, તેટલા આડતીઆને ખાતે **મૂળ મિતિના** જમા કરવા, તથા મૂળનું હુંડી તથા હુંડીઆમણુ ખાતું સરભર કરવું. એટલે હુંડી ખાતે જેટલા પૈસા જમા થએલા છે તેટલા હુંડી ખાતે ઉધાર થશે, અને જેટલા હુંડીઆમણુ ખાતે જમા અથવા ઉધાર થયેલા છે તેટલા હુંડીઆમણુ ખાતે ઉધાર અથવા જમા થશે.

**બીજો પ્રકાર**.—૧. જે માણસ લઈ તે હુંડી આવે, તેને હુંડીમાં લખેલાં નાણાં આડતીઆને ખાતે લખી આપવાં. મિતિ નાણાં પાક્યાની નાખવી. (મ૦ ૮-૬).

૨. ઉપરની હુંડી આપણા લખવાથી આડતીયાએ આપણા પર લખી હોય તો તે તમારીવતીની હુંડી થઇ, એમાં તે હુંડીના જેટલા પૈસા આડતીયાને મળ્યા હોય, તેટલા તેને ખાતે ઉધારવા, ને મિતિ હુંડી લખેલી જે તિથિની હોય તે નાખવી. હુંડી લાવનાર સખ્સને તો હુંડી જેટલાની હોય તેટલા પૈસા ગણી આપવા. આમાં આપણને વટાવ મળ્યો હોય તો તે હુંડીઆમણુ ખાતે જમા કરવો, અને ખોટ ગઈ હોય તો હુંડીઆમણુ ખાતે ઉધારવી.

**ત્રીજો પ્રકાર**.—૧. રોકડેથી જેની પાસેથી જેટલા રૂપીઆની હુંડી લઇએ, તેટલા રૂપિઆ તેને ખાતે ઉધારવા. વટાવ બેઠો હોય તો હુંડીઆમણુ ખાતે ઉધારવો, ને મળ્યો હોય તો હુંડીઆમણુ ખાતે જમા કરવો. આ હુંડી જે આડતીઆ પર બીડીએ તેનો જવાબ આવેથી જેને નામે તેનાં નાણાં લખેલાં છે તેને ખાતે જમા કરી આડતીઆને ખાતે ઉધારવાં. તિથિ આડતીઆને નાણાં મળ્યાની નાખવી. (મ૦ ૯-૧).

જે ગામની હુંડી હોય તે ગામપર ન બીડતાં બીજા ગામ પર બીડીએ, તો ત્યાં જે પૈસા ઉપજે તેટલા આડતીઆને ખાતે લખવા, અને હુંડી લખનાર ખાતે જમા તો હુંડી જેટલાજ કરવા. તેમ કરતાં વટાવ મળ્યો હોય તો હુંડીઆગણુ ખાતે જમા અને ખોટ ગઇ હોય તો હુંડીઆગણુ ખાતે ઉધારવી.

૨. રોકડેથી ખરીદેલી હુંડી તમારીવતીને ખાતે આડતીઆપર બીડી હોય તો આડતીઆને નાણાં મળ્યાનો જવાબ આવેથી આપણે બેઠેલા પૈસા મૂળ મિતિના તેને ખાતે ઉધારવા, ને પ્રથમ જેને ખાતે જેટલા પૈસા ઉધારેલા છે તેને ખાતે તેટલા પૈસા જમા કરી લેવા. પછી વધઘટ હુંડીઆમણુ ખાતે નાખી મેળ મેળવવો. આડતીઓ મૂળ મિતિનાં નાણાં મજરે આપે.

૩. ખાતે લખાવીને જેની પાસેથી જેટલાની હુંડી લઈએ, તેને ખાતે એ હુંડીની ભાવ પ્રમાણે કિમ્મત થાય તે જમા કરવી, પછી હુંડીનાં નાણાં હુંડી ખાતે ઉધારવાં, ને વટાવ મળ્યો હોય તો હુંડીઆમણુ ખાતે જમા અને આપ્યો હોય તો હુંડીઆમણુ ખાતે ઉધારવો. આ હુંડી જેના પર બીડી હોય તેને નાણાં મળ્યાનો જવાબ આવેથી તેને ખાતે ઉધારી હુંડી ખાતે જમા કરી લેવાં. આડતીઆને ખાતે મિતિ ભરપાઇની નાખવી. (મ૦ ૯-૨).

જે ગામની હુંડી હોય તે ગામ ન મોકલતાં બીજા ગામ પર વેચવા મોકલીએ, તો ત્યાં આડતીઆને વેચતાં નફો અથવા નુકશાન થાય, તેનો જવાબ આવેથી તેને ખાતે વધારામાં નફો થયો હોય તો ઉધારવો, ને ખોટ ગઈ હોય તો જમા કરવી. પછી એ નફો કે ખોટ હુંડીઆમણુ ખાતે જમા કરવી અથવા ઉધારવી, એટલે મેળ મળશે.

૪. આ પ્રકારની હુંડી તમારી વતીને ખાતે આપણા આડતીયાપર બીડી હોય, મતલબકે તેની ગરજે તેણે મંગાવી હોય, તો આપણે બેઠેલા પૈસા તેને ખાતે ઉધારવા. તિથિ પણ આપણે જે દિવસે રવાના કરીએ તે દિવસની મજરે આપે.

**ચોથો પ્રકાર.**—એ હુંડી ખરીદતાં જેટલા પૈસા બેસે, તેમાં જેટલાની હુંડી હોય તે હુંડી ખાતે ઉધારવા, ને વટાવ હુંડીઆમણુ ખાતે જમા કરવો અથવા ઉધારવો. જ્યારે તે આપણી દુકાને વેચીએ, ત્યારે જે પૈસા ઉપજે તેમાંથી જેટલાની હુંડી હોય તે હુંડી ખાતે જમા કરવા ને નફો નુકશાન થયું હોય તે હુંડીઆમણુ ખાતે જમા કરવું યા ઉધારવું. (મ૦ ૯-૫).

જે ગામની હુંડી હોય તે ગામના આડતીઆ પર, (ગ૦ ૯-૪); અગર બીજે ગામ; અગર તમારીવતીને ખાતે બીડીએ, (ગ૦ ૯-૬ ब); તેનું જમા ખર્ચ ઉપર ત્રીજા પ્રકારમાં બતાવ્યા મુજબ થાય છે.

હુંડી ખાતું હમેશાં છેવટે સરભર થાય એ ઉપલા લખાણમાં મૂખ્ય હેતુ છે.

૪૮. હુંડીની વિગત લખવામાં અનુક્રમે નીચેની વિગતે ધ્યાન આપવું:—પ્રથમ કેટલાની તે લખ્યા પછી—

अ. કયા ગામના કયા સાહુકાર પરની છે. તે સાહુકાર પોતાના ચોપડામાં વિગત લખતી વખતે પોતાનું નામ ન લખતાં "અમારા ઉપરની" લખશે.

ब. કયા ગામનો કોણ લખનાર. તે સાહુકાર પોતાના ચોપડામાં વિગત લખતી વખત પોતાનું નામ ન લખતાં "લખી અત્રેથી અમારી" એમ લખશે.

क. રાખ્યા કયા ગામના કોના, તે સાહુકાર પોતાના ચોપડામાં વિગત લખતી વગત "રાખ્યા અમારી વતી" એમ કરશે.

હરકોઇના ચોપડામાં ઉપરની વિગતે ત્રણ નામ લખવામાં જ્યાં સર્વનામનો ઉપયોગ થાય તે કરવો.

ड. કઇ જાતની, કઇ મુદતની, અને કઈ મિતિની લખેલી.

इ. હુંડીનાં નાણું રાખ્યાવાળા ધણીને કે હરકોઇ માણસને આપ્યાં હોય તેનું નામ હસ્તેમાં લખી લખવું કે શાહજોગ નાણાં આપ્યાં છે. ખોળાધરજોગ આપ્યાં હોય તો ખોળાધરનું નામ હસ્તે લખ્યા પછી લખવું. શાહજોગ નાણાં આપવાથી નાણાનું જોખમ લેનારને માથે રહે છે ને ખોળાધરજોગ આપવાથી ખોળાધરને માથે રહે છે.

૪૯. હુંડી શકરાયા વગર પાછી આવે તો પ્રથમ તે હુંડીનાં નાણાં જે ખાતે જમા થયાં હોય તે ખાતે ઉધારી તે હુંડી પાછી લાવનાર સખ્સને પાછાં આપવાં, તે ઉપરાંત વ્યાજ તથા ખેપ નકરામણના પૈસા ધારા મુજબ હુંડીઆમણખાતે ઉધારીને આપવા. તેમાં વિગત બરાબર જણાવવી.

૫૦. અમુક માણસને અમુક મુદતમાં અમુક રૂપિઆ સૂધી આપવા એવો જે સાહુકાર ઉપર પત્ર આપવામાં આવે છે તેનું નામ **ભલામણપત્ર.** ભલામણ પત્રથી જેટલા રૂપિઆ લઇએ તે જેણે ભલામણ પત્ર આપ્યો હોય તેને ખાતે જમા કરવા. (મ૦ ૯-૭).

## મનોયત્ન.

૫૧. સવાલ—અમદાવાદ વાળાના લખવાથી વઢવાણ વાળાએ રાજ-

કોટમાંથી રૂ ૫૦૦)ની હુંડી રૂ ૧૦૧)ને ભાવે લઇ મુંબાઈ બીડી. મુંબાઇ વાળે જે સાહુકાર પર હુંડી હતી તેની પાસેથી નાણાં લીધાં તો આ પાંચે સાહુકાર પોતાના રોજમેળમાં નામું કેમ લખશે?

ઉત્તર. अ. અમદાવાદવાળાના પાંચસેં રૂપિઆ મુંબાઈમાં જમા થશે, તે વઢવાણવાળે તેના લખવાથી મોકલાવ્યા છે, માટે આ તમારીવતીની હુંડી થઈ તેથી અમદાવાદવાળો રૂ ૫૦૫) વઢવાણવાળાને ભાવ પ્રમાણે બેઠેલા છે તે વઢવાણવાળાને ખાતે જમા કરશે, અને મુંબાઇવાળાને ખાતે રૂ. ૫૦૦) ઉધારશે ને રૂ. ૫) હુંડીઆમણ ખાતે લખશે.

ब. વઢવાણવાળાએ રૂ. ૫૦૫)ખર્ચી મુંબાઈની હુંડી ખરીદ કરી, અને અમદાવાદવાળાની વતી તરત મુંબઈ બીડી દીધી. આનું નામું લખવામાં પ્રથમ રૂ ૫૦૦) હુંડી લખનાર ખાતે ને રૂ ૫) હુંડીઆમણ ખાતે લખશે, શકરાયાનો જવાબ આવેથી રૂ ૫૦૦)હુંડી લખનાર ખાતે ને રૂ ૫)હુંડીઆમણ ખાતે જમા કરી આ તમારી વતીની હુંડી છે માટે ખરચેલા રૂ. ૫૦૫)સઘળા અમદાવાદવાળાને ખાતે માંડશે. તિથિ પણ હુંડી લીધાની તારીખની નાખશે.

क. રાજકોટવાળો અમારીવતી મુંબઈ હુંડી લખે છે તે રૂ. ૫૦૦ ) પ્રથમ હુંડી ખાતે જમા કરી ખોખું આવેથી હુંડી ખાતે ઉધારી મુંબઇના જે સાહુકારપર હુંડી લખી છે તેને ખાતે જમા કરશે, તિથિ ભરપાઈની નાખશે. ને રૂ ૫)હુંડીઆમણ ખાતે જમા કરશે.

ड. જેનાપર મુંબઇ હુંડી બીડાઈ છે તે અમદાવાદવાળાને ખાતે રૂ. ૫૦૦)જમા કરશે, હસ્તેમાં વઢવાણવાળાએ ભર્યા લખશે, ને તિથિ પોતાને નાણાં મળ્યાની નાખશે.

इ. મુંબઈના જે સાહુકારે હુંડીનાં નાણાં આપ્યાં છે, તે રાજકોટવાળાને ખાતે ઉધારીને આપશે. આમાં તેને હુંડીઆમણનો ફાયદો મળે નહિ કેમકે અમારીવતીની હુંડી રાજકોટવાળે લખી છે. તિથિ ભરપાઇ થયાની નાખશે.

૫૨. બીજા પાસે જેટલા રૂપિઆ વ્યાજના લેણા નીકળતા હોય તેટલા તેને ખાતે ઉધારી વ્યાજ ખાતે જમા કરવા, અને કોઇના ખાતામાં આપણે વ્યાજ દેવું નીકળે તો તે વ્યાજ તેને ખાતે જમા કરી વ્યાજ ખાતે ઉધારવું. કેટલાક ખાતામાં વ્યાજ કાઢ્યા પછી અમુક રકમ છૂટ મૂકાય છે,

એવે પ્રસંગે વ્યાજ ખરેખરૂં નીકળતું હોય તેટલું ખાતાદારના પેટાગાં જમા યા ઉધાર કરી પછી પેટામાં છૂટ બાદ મૂકી બાકી રહે તેટલી રકમ ખાતાદારને માથે ચડાવવામાં આવે છે. એજ માથે ચડાવેલી રકમ વ્યાજ ખાતે ઉધાર યા જમા કરવામાં આવે છે. (નં૦ ૧૧-૧લી કલમની રકમો).

૫૩. કોઇના ખાતાનો હિસાબ કરી વ્યાજ લે'ણું નીકળતું હોય તે તેને ખાતે ચડાવી વ્યાજ ખાતે જમા કરવું. પછી તે બળદ, ગાય, ભેંસ વગેરે ઢોર તથા દાણા વગેરે કાંઇ પણ ચીજ આપે તો તે તેને ખાતે જમા કરી ખરીદ ખાતે યા જૂદે જૂદે ખાતે ઉધારવી. પછી તે રકમો ખાતાવહીમાં ખતવી ખાતું સરભર * કરી બાકી લે'ણા નીકળે તે નીચે ઉધાર બાજુએ લખી નવો થએલો ઠરાવ સઘળો ખાતાવહીમાં ત્યાં નોંધવો. આ ઠરાવ વ્યાજવહીમાં જે ઠેકાણે બાકી કાઢે છે ત્યાં નોંધાતો નથી, કેમકે તે બાકી નીચે દેણદારની સહી લેવામાં આવે છે, તેથી દીવાની કાયદાનો તેમાં બાધ નડે છે. દેણા ખાતાનો હિસાબ એથી ઉલટી રીતે લખાય. (વ્યાજવહી નમુનો ૪ થો જુઓ.)

## ખાતાવહી.

૫૪. રોજમેળમાં જે રકમો જૂદે જૂદે ખાતે વારંવાર જમા અગર ખર્ચ લખાય છે તે સર્વ રકમો જેને નામે દાખલ કરવાની તે રોજમેળનાં પાનાં પ્રમાણે યાદી કરેલી તેને **ખાતાવહી** કહે છે.

૫૫. ખાતાવહીનો ઉપયોગ એ છે કે અમુક અસાગી પાસે લે'ણું દેણું કેટલું છે તે એક ઠેકાણેથી સમજાય છે.

૫૬. અમુક આસામીનું અગર બાબતનું લે'ણું દેણું સમજવાને માટે તેને નામે જે એક ઠેકાણે જમા ખર્ચ રખાય છે તેને ખાતું કહે છે. તે ન રાખીએ તો કોઇ પણ આસામીનું અગર બાબતનું લે'ણું દેણું એક ઠેકાણેથી સમજાશે નહિ.

૫૭. ખાતાવહીના પાનામાં અમુક આસામીનું અગર બાબતનું ખાતું પાડયું હોય તેનું નામ પ્રથમ લખી પછી 'નુંખાતું' લખી છેડે તે કઈ સાલનું તે લખવું. તેની નીચે રોજમેળ પ્રમાણે જમા ખર્ચની નિશાનીવાળી લીટીઓ કાઢવી. એ પ્રમાણે રોજમેળમાં જેટલાં ખાતાં આવેલાં હોય તેટલાં ખાતાં ખાતાવહીમાં પાડવાં જોઈએ. એ બધાં ખાતાં એકદમ પાડતા નથી

---

* ખાતું સરભર કેમ કરવું તેને માટે સરવૈયામાં કલમ ૮૫ જુઓ.

પણ રોજમેળ ખતવતાં જેમ જેમ જરૂર પડતી જાયછે તેમ તેમ પાડતાજાય છે. ગુદસ્ત સાલનાં દેવા લે'ણાનાં ખાતાં તો પ્રથમ પાડી દેવું લે'ણું લખી લેવામાં આવે છે, અને તે ઉતારતી વખત જૂની સાલની ખાતાવહીના ખાતામાં નવી સાલની ખાતાવહીમાં જે, પાને તે ખાતું પાડયું હોય તે અંક તથા ચોપડો કયો તે લખવામાં આવે છે. નવી સાલની ખાતાવહીમાં જૂની સાલની ખાતાવહીના પાનાનો અંક તથા ચોપડો કયો તે નોંધવામાં આવે છે. એમ આગન સામન કરવાથી ખાતું જેવું સહેલ પડે છે.

૫૮. अ. રોજમેળની રકમો ખાતાવહીમાં ખતવતી વખતે ખાતાવહીમાં જેની તેના ખાતામાં જમાની જમા તરફ ને ઉધારની ઉધાર તરફ લખી તેની આગળ રો. પા. (રોજમેળ પાનું) કરી રોજમેળના જે પાનાપર તે રકમ હોય તે પાનાનો અંક ભરી તેની પાસે મિતિ (મહિનો, તિથિ, વાર) લખવામાં આવે છે. રોજમેળમાં રકમ નીચે બેવડી લીટી દોરી ખા. પા. લખી રાખેલું હોય છે ત્યાં રોજમેળની રકમ ખાતાવહીના જે પાને ખતવી તે પાનાનો અંક ભરી દેવામાં આવે છે. એથી એ રકમ ખાતાવહીમાં ખતવી ગયેલી છે તે, તથા કયે પાને એ માલમ પડે છે. વળી તે ખતવી ગયેલી છે તેના વધારે પૂરાવા સારૂ રકમનો સર્વાળો માથે ભરેલો હોય છે તેની નીચે ૦ શુન્ય કરવામાં આવે છે. આ પ્રમાણે સઘળી રકમો અનુક્રમે ખતવવામાં આવે છે.

ब. ઘણા વેપારીઓ જણુસવાર ખાતાં ખતવવામાં તેની વિગત લખે છે કે જેથી તે કેટલા મણુ યા નંગ સિલિકે છે તે ખાતાવહીપરથી ઝટ માલમ પડે છે. અમે નમુનામાં તેમ પણ રાખેલું છે. આવી રીતે કરવાથી જણુસ વહીનો ચોપડો રાખવાની જરૂર રહેતી નથી.

૫૯. ખાતાવહીમાંથી ખાતું એકદમ ઝટ જડે, તેને સારૂ ખાતાવહીને પહેલે પાને સાંકળિયું કરવામાં આવે છે. એટલે ખાતાવહીના ખાતાનાંનામ અક્ષર અનુક્રમે લખી તેની આગળ ખાતાવહીના પાનાનો અંક લખે છે. તે જેયાથી કયું ખાતું કયા પાનામાં છે તે ઝટ સમજાય છે. સાંકળિયું કરવાની પદ્ધતિ એક નથી. કેટલાક ગામવાર ખાતાં નોખાં રાખી દરેક ગામમાં જાતવાર યા મહોલ્લાવાર ખાતાં ખાતાવહીમાં પાડે છે, તે મુજબ સાંકળિયું લખે છે અને તેમાં કોનું ખાતું કયે પાને છે એ લખી રાખે છે.

૬૦. દરેક ખાતામાં જગ્યા તેની સાથે લેવડદેવડના પ્રમાણુમાં બાર

ગાસમાં કેટલી જોઈશે તેનો વિચાર કરી રાખવી. છતાં ખાતું ભરાઇ જાય તો ખાતાનું સાંધણ બીજે પાને કરવું. પછી મૂળ ખાતામાં જમા ઉધારની રકમોનો આખર સૂધી સરવાળો કરી તે સરવાળો સાંધણ ખાતામાં જેનો તેની તરફ લખી પાછળ પાને. ( • )મેથી ચોપડે આણે એમ લખવું. તથા મૂળ ખાતામાં નીચે સાંધણ પાને ( ) મે ચોપડે આણે એમ લખવું.

૬૧. ખાતાવહીમાં અમુકજ ખાતાં હોય એવો કાંઇ મેળ નથી. રોજમેળમાં જેટલાં નામથી રકમો જમા ખર્ચ થયેલી હોય છે, તેટલાં ખાતાં ખાતાવહીમાં હોય છે, એક આશામીનું એકજ ખાતું પડે એવો પણ મેળ નથી. એક માણસની જૂદે જૂદે ઠેકાણે દુકાન ચાલતી હોય તો દુકાનવાર ખાતું જૂદું જૂદું રાખવામાં આવે છે. કેટલીક વખત ખાનગી ઉપાડ અને દુકાનની ઉપાડનાં ખાતાં પણ નોખાં નોખાં રાખવામાં આવે છે.

૬૨. ખાતાવહીનાં સઘળાં ખાતાં બે પ્રકારમાં આવી જાય છે. ૧ પાકાં ખાતાંમાં, ૨ કાચાં ખાતાંમાં.

**પાકાં ખાતાં** એટલે જે ખાતામાં રકમો એકવાર જમા યા ખર્ચ લખાઇ તે ફરીથી બીજે ખાતે જમા યા ખર્ચ થતી નથી તે ખાતાં, ટૂંકામાં જેનું દેવું, લે'ણું આવતી સાલમાં આપવાનું છે તેવાં ખાતાં. ઉદાહરણ—આસામીઓનાં ખાતાં.

**કાચાં ખાતાં** એટલે જે ખાતામાં રકમો એકવાર જમા યા ખર્ચ લખાઇ તે વર્ષ આખરે હિસાબ માંડી વાળવાને ફરીથી જમા ખર્ચ કરીને પાકા ખાતામાં લેઈ જવી પડે છે તેવાં ખાતાં, ટૂંકામાં જેનું દેવું લે'ણું આવતી સાલમાં આપવાનું નથી તેવાં ખાતાં. ઉદાહરણ—ખરીદ વકરા ખાતું, જણસવાર પાડેલાં ખાતાં, વ્યાજ ખાતું ઈ૦.

## રોજમેળ ખાતાવહી વિષે પરચૂરણ સવાલ.

૬૩. ખરીદ ખાતું ને ખર્ચ ખાતાનો મુકાબલો કરો?

ઉત્તર. ખરીદ ખાતે ખર્ચેલાં નાણાં પાછાં મળવાનાં છે પણ ખર્ચખાતે ખર્ચેલાં નાણાં પાછાં મળવાનાં નથી.

૬૪. રોજમેળમાં રકમ ખર્ચે થઇ ન હોય, છતાં ઉધાર બાજુએ લખાય એવી રકમ કઇ?—ઉત્તર અંતે સિલક કાઢે છે તે.

૬૫. અનેક જણસોની ખરીદી તથા વેચાણ ખરીદ વકરા ખાતે કર્યું

પછી બાગતવાર દરેક જણુસ ખાતે નફો યા ખોટ શી થઇ તે જાણવું હોય તો કેમ કરવું?— ઉત્તર. જૂદી જૂદી જણુસોના જેટલા જેટલા પૈસા ખરીદ ખાતે લખેલા તેટલા તેટલા પૈસા વકરા ખાતે જમા કરી જણુસવાર ઉધારવા, પછી જૂદી જૂદી જણસોના જેટલા જેટલા પૈસા વકરાખાતે જમા થયેલા તેટલા તેટલા ખરીદ ખાતે ઉધારી જણુસવાર જમા કરવા એટલે દરેક જણુસવાર નફો યા ખોટ માલમ પડશે.

૬૬. રોજમેળને ખાતાવહી એમાંથી વિશેષ યોગ્યતાનો દસ્તાવેજ કયો?

ઉત્તર.—રોજમેળ એ વધારે યોગ્યતાનો છે. કારણ તેમાં પ્રત્યેક રકમની સંપૂર્ણ તપસીલ અને સિલક માલમ પડે છે, અને તે ઉપરથીજ ખાતાવહી કરવાનું બની આવે છે.

૬૭. રોજમેળ ખોવાયો તો પહેલાં પ્રમાણે તૈયાર થાયકે નહિ? ઉત્તર. અસલ પ્રમાણે તૈયાર થાય નહિ. પરંતુ ઘણું કરીને તપસીલ સિવાય ખાતાવહીપરથી બની શકે.

૬૮. રોજમેળ ખાતાવહીમાં મળતાપણું કેવું છે? ઉત્તર સિલક સિવાય બધી વાતે મળતાપણું છે.

૬૯. કોઇ માણસ પાસે લે'ણું દેણું કેટલું છે તે શા પરથી સમજાય? ઉત્તર.—ખાતાવહીપરથી.

## વ્યાજવહી.

૭૦. સાલ આખરે વ્યાજુ ખાતાનો હિસાબ કરી તેનું જમા ખર્ચ કલમ પરમાં લખ્યા મુજબ નાખે છે. કેટલાક દર વર્ષે વ્યાજુ ખાતાનો હિસાબ કરતા નથી, તેવા લોકો જ્યારે હિસાબ સમજે, ત્યારે વ્યાજ નીકળ્યા પ્રમાણે તેનું જમા ખર્ચ નાખે છે. વળી કેટલાક વેપારીઓ સાલ આખરે વ્યાજ કાઢવાને બદલે વર્ષના અમુક ભાગમાં હિસાબ સમજી વ્યાજ જમા ઉધાર નાખે છે. આવી રીતે વ્યાજ કાઢવાનો વખત જૂદો જૂદો છે.

૭૧. ખાતાવહીપરથી રકમો લેઇ વ્યાજવહીમાં વ્યાજ કાઢે છે. વ્યાજ કાઢતા પહેલાં અરસ્પરસ ખાતું મેળવી જુએ છે, કે રકમ લખવી રહી ગઇ હોય તો માલમ પડે. રહી ગયેલી રકમને **અચડ** (ખાતે નહિ ચડેલી, નહિ નોંધાયલી) રકમ કહે છે. અચડ રકમોનું જમા ખર્ચ છેલ્લા મેળમાં નાખી (મિતિ મૂળની હોય તે પેટામાં લખે છે) ખાતાવહીમાં ખતવે છે,

તે પછી વ્યાજ કાઢવું શરૂ કરે છે. જે લોકોને અચડ રકમો ઘણી રહી ગઇ હોય, નામું બરાબર ચોખ્ખું હોય નહિ, તે સખ્સ ખાતું મેળવતી વખતે વ્યાજવહીમાં સઘળું ખાતું પ્રથમ ઉતારી લેછે; તેને **સુધાવહી** કહેછે. **સુ-ધાવહી** નીચે વ્યાજ કાઢવામાં આવેછે.

૭૨. વ્યાજ બે જાતનાં છે. ૧. **સાદું**, ૨. **દીવાળી બાકી** અથવા **ચક્રવૃદ્ધિ** વ્યાજ.

अ. મુદ્દલ રૂપિઆનું કહેલી મુદ્દત સૂધીનું સામટું વ્યાજ ગણવું તેને **સાદું વ્યાજ** કહે છે. સાનમાં કાંઇ જણસ મૂકી રૂપિઆ ઉપાડે ને દીવાળી બાકી વ્યાજ ગણવાની બોલી ન કરી હોય તો સાદું વ્યાજ ગણવાનો ચાલ છે.

ब. મુદ્દલ રૂપિઆ જેટલી મુદ્દત રહે તેટલી મુદ્દતનું સામટું વ્યાજ ન ગણતાં દીવાળીએ દીવાળીએ ફરી ફરી વ્યાજ કાઢે તે વ્યાજને **દીવાળી-બાકી** વ્યાજ કહેછે. કેટલેક ઠેકાણે દીવાળીએ દીવાળીએ ફરી વ્યાજ ન કાઢતાં ખાતું જે દિવસથી શરૂ થયેલું હોય તે દિવસથી બાર બાર માસે ફરી ફરી વ્યાજ કાઢે છે. અંકગણિતમાં આવા વ્યાજને ચક્રવૃદ્ધિ વ્યાજ કહે છે. કેમકે તે ચક્ર એટલે પૈડાની માફક ફરી ફરીને આંટા મારે એટલે વ્યાજનું વ્યાજ ગણાય.

૭૩. વ્યાજ ગણવાની ત્રણ રીતો છે. ૧. સળંગ, ૨. કાપી, ૩. વારો-વારીઊં.

अ. સળંગ વ્યાજ કહેવાનું કારણ એકે તેમાં માસ સળંગ ગણાય છે. એ ગણવાની રીત બહુ સરળ છે પણ તેમાં માસ તથા સરના આંકડા મોટા આવે છે.

ब. કાપી વ્યાજ કહેવાનું કારણ એકે ખાતામાં આવેલી રકમો એક બીજાના પેટામાં કપાય છે.

क. વારોવારીઊં વ્યાજ કહેવાનું કારણ એકે તેમાં મુદ્દત વાર પ્રમાણે ગણાય છે.

### ૭૪. સળંગ વ્યાજ ગણવાની રીત.

अ. પ્રથમ મથાળે કયા ખાતાનું ક્યાં સૂધીનું વ્યાજ, તથા ખા. પાનું લખવું. તેની નીચે જમા ઉધાર કરી જમાની સઘળી રકમો જમા તરફ ને ઉધારની ઉધાર તરફ ખાતામાંથી લખવી. ફેર માત્ર એટલોજ કે ખાતામાં માથે આંકડો ભરાય છે, તેમ વ્યાજવહીમાં ન ભરાતાં લીટીને આરંભે રૂ

કરીને રકમ લખી દહાડો વાર લખવો. મતલબ કે પહેલો સળ સર ભરવા માટે રાખવો.

ब. **માસ ગણવાની રીત:**—જમા ઉધારની દરેક રકમના તેની તિથિથી વ્યાજ ગણવાની મુદત સૂધી તિથિ પ્રમાણે મહિના તથા દિવસ નક્કી કરવા, અને દરેક રકમ નીચે પેટામાં ભરવા. અધિક માસના વરસમાં વરસના ૧૩ માસ ગણાય છે.

क. **સર ગણવાની રીત:**—રૂપિઆને મહિનાનો ગુણાકાર તે સર કહેવાય, અને રૂપિઆ અને દિવસના ગુણાકારને ત્રીસે ભાગતાં આવે તે સર કહેવાય. ત્રીસે ભાગવાની સહેલી રીત સાડાસાતનો પા એ ઘાત ગણવાની છે. ભાગાકારમાં ૩॥ કે તેથી ઓછા વધે તો મૂકી દેવા ને વધારે વધે તો ૦॥ ગણી લેવો. આ પ્રમાણે દરેક રકમનો સર ગણી તેને માથે ચડાવવો. પછી જમા ઉધારના સરનો જૂદો જૂદો સર્વાળો લેવો, ને મોટા સર્વાળામાંથી નાનો સર્વાળો બાદ કરવો, બાકી સર રહે તેમાંથી ૦॥ દિવસનો સર બાદ કરવો. એ ગણવાની સહેલી રીત એ છે કે બાકી રહેલા સરનો ૬૦ મો ભાગ તેમાંથી બાદ કરવો. (આમ કરવાનું કારણ વારોવારીઆ વ્યાજમાં બતાવ્યું છે). કાઠિઆવાડમાં ૦॥ દિવસ ન કાપતાં વ્યાજમાંથી છૂટ મૂકે છે.

ड. **તારીજ ગણવાની રીત:**—તારીજ શબ્દ પ્રથમ લખી લાંબી લીટી દોરવી ને તે લીટીમાં જે દિવસ સૂધી વ્યાજ કાડયું હોય તે દિવસ લખવો. તેની નીચે જમા ઉધારની લીટીઓ દોરવી. પછી ખાતાવહી પરથી નક્કી કરી જો રૂપિઆ દેવા રહેતા હોય તો જમા તરફ ને લે'ણા રહેતા હોય તો ઉધાર તરફ લખવા. વ્યાજનો સર લે'ણો નીકળતો હોય તો ઉધાર તરફ ને દેવો રહેતો હોય તો જમા તરફ માંડવો. ટકાની તેરીખ હોય તો સર જેટલા દોકડા વ્યાજ ગણવું. અર્ધા ટકાની હોય તો અર્ધા દોકડા સમજવા. આનાની તેરીખ હોય તો જેટલા આનાની તેરીખ હોય તેટલાએ સરને ગુણતાં આવે તેટલી બદામ વ્યાજ સમજવું.

इ. વ્યાજવહીનું વ્યાજ રોજમેળમાં નાખતી વખતે તેના પેટામાં વ્યા-પા. નાખવું, અને વ્યાજવહીમાં રો. પા. નાખવું. કે જ્યારે તપસીલ જોવી હોય ત્યારે માલમ પડે.

**ટીકા:**—જ્યારે જમા ઉધાર એકજ તેરીખ હોય ત્યારેજ આ રીતે વ્યાજ કાઢી શકાય. આ વ્યાજ માટે વ્યાજવહીના ચોપડામાં **૧ લો નમુનો** જુઓ.

## ૭૫. કાપી વ્યાજ ગણવાની રીત.

**अ. ખોખું બનાવવાની રીત:**—પ્રથમ મથાળે કયા ખાતાનું, કઈ સાલનું વ્યાજ તે લખી ખા. પા. લખવું. તેની નીચે જમા ઉધાર દોરવું. પછી ખાતાવહીપરથી જમા કે ઉધારની પહેલી રકમમાંથી જે રકમ મોટી હોય તે વ્યાજવહીમાં જે બાજુની હોય તેજ બાજુએ લેવી. કાપી વ્યાજમાં રકમો લખવાની રીત ઉપરના વ્યાજના જેવીજ છે. ધારોકે જમામાં પહેલી રકમ મોટી છે માટે આપણે જમામાં તે રકમ લીધી. પછી ઉધારની બાજુની પ્રથમ રકમથી જેટલી રકમો તેમાં બાદ જતી હોય તેટલી ઉધાર બાજુએ લેવી. ધારો કે તેવી બે રકમો બાદ જાય છે માટે બે લીધી. તે રકમો જમા બાજુની પહેલી રકમમાંથી બાદ કરવી. બાદ કરવાને તે રકમો પેટામાં લખવી. પણ તેની સાથે દહાડો વાર ન લખવો. બાકી જે રહે તે ઉધારની ત્રીજી રકમ લઇ તેમાંથી બાદ કરવી. બાકી સાથે જમાની બીજી રકમથી જેટલી રકમો બાદ જતી હોવ તેટલી લેવી. ન જતી હોય તો ફક્ત બાકી બાદ કરવી. ઉધારમાં જે બાકી રહે તે જમાની રકમમાંથી બાદ કરવી. આમ છેવટ બધી રકમો વ્યાજવહીમાં આવી રહે ત્યાંસૂધી કરવું.

છેવટે જેટલા રૂપિઆ ખાતાવહીમાં દેવા કે લે'ણા રહેતા હોય તેટલાજ રૂપિઆ વ્યાજવહીમાં દેવા કે લે'ણા નીકળે તો ખોખું ખરૂં બન્યું સમજવું. ભૂલ જણાય તો ફરી તપાશી ખરૂં કરવું. ખોખામાં દેવી રહેલી રકમો ઉધાર તરફ ને લે'ણી રહેલી રકમો જમા તરફ છેવટે બતાવવી ને તે કઈ મુદત સૂધી રહી છે તે પણ બતાવવું.

**ब. માસ ગણવાની રીત:**—ખોખામાં જમા ઉધાર રકમોમાંથી જે રકમ પહેલી તિથિની હોય તે દિવસથી તેની સરખી રકમ વાળી બીજી તિથિ સૂધી તિથિ પ્રમાણે માસ તથા દિવસ નક્કી કરવા ને તે પહેલી તિથિની રકમ આગળ માંડવા ને સામી બાજુએ તે રકમને માથે ૦શુન્ય મૂકવું. આ પ્રમાણે બધી સરખી રકમોના માસ નક્કી કરવા.

**क. સરગણવાની રીત:**—પાછલા વ્યાજમાં આપ્યા પ્રમાણેજ છે. પેટા રકમના સરનો સર્વાળો મૂખ્ય રકમને માથે ચડાવવો. પછી જમા બાજુના સરનો સર્વાળો જમા તરફ ને ઉધાર બાજુના સરનો સર્વાળો ઉધાર તરફ કરવો. આ પછીની સઘળી રીત જમા ઉધારની એક તેરીખ હોય તો સળંગ વ્યાજના જેવીજ છે.

(વ્યાજવહીમાં નમુનો ૨જો કાપી વ્યાજ માટે જુઓ).

૭૬. **જમા ઉધાર જૂદી તેરીખ હોય તો** કાપી વ્યાજની રીતે વ્યાજ કાઢી જમા ઉધારના સરના જૂદા જૂદા સર્વાળા કરી તે દરેકમાંથી ૦ાા દિવસનો સર બાદ કરી બાકી સર રહે તે તારીજમાં જમાનો સર જમા બાજુએ, ને ઉધારનો સર ઉધાર બાજુએ લખી જમા ઉધારની તેરીખ મુજબ વ્યાજ ગણવું. આવા ખાતાનું વ્યાજ જમા ઉધારની રકમોનું જયાં સૂધી વ્યાજ ગણવું હોય ત્યાં સૂધી માસ જૂદા જૂદા ગણી કઢાય નહિ. ધારોકે આપણે લીધેલી રકમનું વ્યાજ ૦ાાા ટકા લેખે, ને આપણે ભરેલી રકમનું વ્યાજ ૦ાા ટકા લેખે છે. હવે આપણે રૂ. ૧૦૦) આણ્યા, બે માસ પછી રૂ ૫૦) ભર્યા તો ચાર માસને અંતે વ્યાજ શું થાય? રૂ ૧૦૦) પ્રથમ આપણે બે માસ રાખ્યા, માટે તેનું વ્યાજ રૂ ૧ાા થયો. બે માસ પછી રૂ ૫૦) ભર્યા માટે રૂ ૫૦) બાકી રહ્યા, તે માસ બે રહ્યા માટે તેનું વ્યાજ રૂ ૦ાાા ગળી કુલ રૂ. ૨ા વ્યાજના થાય. સળંગ રીતે ગણતાં રૂ ૧૦૦)નું ૪ માસનું વ્યાજ રૂ૨) તેમાંથી રૂ ૫૦)નું બે માસનું વ્યાજ રૂ ૦ાા જતાં રૂ ૨ાા નીકળે. માટે સળંગ ગણવાની રીતે ન ગણાય.

(આવા વ્યાજ માટે વ્યાજવહીમાં નમુનો ૩જો જુઓ).

૭૭. **વારોવારીઊં વ્યાજ ગણવાની રીત.**

અ. આ વ્યાજ કાડવાની રીત કાપી વ્યાજના જેવીજ છે. ફેર માત્ર માસ ગણવાની રીતમાં છે તે નીચે મુજબ—

**બ. વાર પ્રમાણે દિવસ ગણવાની ૧લી રીતઃ**—પ્રથમ તિથિ પ્રમાણે માસ ગણી નક્કી કરવા તેમાંથી દર મહિને અર્ધા દિવસ લેખે ગણતાં જેટલા દિવસ આવે તેટલા દિવસ આવેલી મુદતમાંથી બાદ કરવા. બાકી જેટલી મુદત રહે તેટલી વાર પ્રમાણે ગણતાં આવવી જોઇએ. એમ અડસટ્ટો જાણવો. તે નક્કી કરવા માટે—

અડસટ્ટે રહેલીમુદતમાં જેટલા માસ હોય તેનાં પખવાડીઆં કરવાં.એ પખવાડીઆં જેટલા દિવસ * પહેલી તિથિના વારથી તે વારને મૂકીને

---

*પખવાડીઆ જેટલા દિવસ પહેલી તિથિના વારથી ગણવાનું કારણ. મહિનાના વાર ત્રીશ તે પહેલી તિથિના વારથી તેને પડતો મૂકી ગણીએ તો બીજો માસ પહેલા વારથી ૨ દિવસ મોડો બેસે. (કેમકે પહેલો વાર પડતો મૂકયો જેથી ૭મો, ૧૪મો, ને ૨૮મો વાર તે ને તે આવે) માટે માસે બે દિવસ ને પખવાડીએ ૧ દિવસ ગણીએ છીએ.

ગણવા. ગણતાં છેલ્લો વાર જે આવે તે દિવસે છેલ્લું પખવાડીઊં પૂરૂં થયું એમ સમજવું. પછી તેની જોડેના વારથી છેલ્લી તિથિના વાર સુધી વાર ગણવા, તેમાં છેલ્લો વાર ગણવો, તે એટલે સુધી ગણવા કે આગલના ઉપર દિવસનો અડસટ્ટો નક્કી કર્યો છે તેના લગભગ આવી રહે. ઉદાહરણ—ધારોકે પોષ શુદ ૭ ને શનીવારથી પોષ શુદ ૭ ને બુધવાર સુધી વાર પ્રમાણે મુદત ગણવી છે. તો પ્રથમ તિથિ પ્રમાણે ગણતાં ૧૨ માસ થયા, તેમાંથી ૦॥ દિવસ પ્રમાણે ૬ દિવસ જતાં ૧૧॥ માસને ૯ દિવસનો અડસટ્ટો આવ્યો. હવે ૧૧॥ માસનાં ૨૩ પખવાડીઆં થયાં, તેટલા દિવસ પહેલી તિથિનો શની-વાર છે ત્યાંથી તેને મૂકીને ગણતાં છેલ્લો સોમવાર આવ્યો, એટલે ૨૩ મું પખ-વાડીઊં સોમવારે પૂરૂં થયું. પછી સોમવારથી છેલ્લી તિથિના બુધવાર સુધી ગણતાં બે દિવસ આવ્યા, પણ લગભગ ૯ દિવસ આવવા જોઈએ, માટે ૨ દિવસ વાળો બુધવાર નહિ પણ તેની પછીનો બુધવાર હોવો જોઈએ, માટે એક આઠવાડીઊં વધારે ગણવું તેથી ૨+૭=૯ દિવસ થયા, તે ઉપરના દિવ-સ સાથે મળી કહે છે. જ્યારે આવી રીતે ગણતાં ૬-૭ કે ૮ દિવસનો ફેર રહે ત્યારે ૭ દિવસ ઉમેરી લેવા.

**બીજી રીતઃ**—તિથિ પ્રમાણે ગણતાં જે માસ થાય, તેમાંથી મહિને અર્ધો દિવસ પ્રમાણે બાદ કરતાં જે માસ રહે તેનાં પખવાડીઆં કરી તેમાં ઉપર જેટલા દિવસ હોય તે મેળવવા. પછી પહેલી તિથિના વારથી તે દિવસ જેટલા વાર પહેલો વાર પડતો મૂકી ગણવા. છેલ્લો વાર આવે તે બીજી તિથિનો વાર હોય તો જાણવું કે અર્ધા દિવસ લેખે બાદ કરતાં જે મુદત આવી છે તે ખરી છે. પણ જો વાર વધી જાય તો જેટલા દિવસ વધ્યા છે તેટલા ઓછા કરવા, અને જો એકાદ બે દિવસ ઘટતા હોય તો તેટલા ઉમે-રવા. ઉદાહરણઃ—અષાડ શુદ ૧ ને સોમવારથી આસો વદ ૦)) ને શુક્રવાર સુધી માસ ગણવા છે તો તિથિ પ્રમાણે ગણતાં ૩॥ માસ ૧૪ દિવસ આવ્યા, તેમાંથી ૦॥ દિવસ લેખે બાદ કરતાં ૩॥ માસ ૧૨ દિવસ રહ્યા હવે ૩॥ માસનાં પખવાડીઆં ૭ તેમાં ઉપરના ૧૨ દિવસ મેળવતાં ૧૯ દિવસ થયા. તેટલા વાર પહેલી તિથિનો સોમવાર પડતો મૂકી ગણતાં છેલ્લો વાર શની આવ્યો, પણ બીજી તિથિનો વાર શુક્ર છે તેથી ૧ દિવસ વધી જાય છે તે બાદ કરતાં ૩॥ માસ ૧૧ દિવસ ખરા જાણવા.

**क. તિથિ કરતાં વાર પ્રમાણે ગણતાં માસે અડધો દિવસ ઓ-**

છો આવેછે તેનું કારણઃ—તિથિ પ્રમાણે માસ ગણાય છે તે ચાંદ્ર માસ છે તે ૨૯ાા દિવસનો છે એટલે એટલા દિવસમાં ચંદ્ર પૃથ્વી આસપાસ ફરી મૂળની સ્થિતિમાં આવે છે, અને વાર પ્રમાણે માસ (સૂર્ય માસ) ના ૩૦ દિવસ પૂરેપૂરા ગણાયછે. તેથી ચાંદ્ર માસ સૂર્યમાસ કરતાં મહિને અડધા અડધા દિવસનો ઓછો ગણાયલો છે તેથી વધારે માસ થયેલા હોય છે તેમાંથી મહિને ૦ાા દિવસ લેખે બાદ કરેથી સૂર્ય માસ થઇ રહે છે.

(વારોવારીઆ વ્યાજ માટે વ્યાજવહીમાં નમુનો ૩જો જુઓ)

૭૮. **કાંધાનું વ્યાજ** ગણવાની રીત બીજાં વ્યાજ ગણવાની રીતના જેવી છે, ફેર માત્ર એટલોજ કે જેટલા રૂપિઆનું કાંધું લખ્યું હોય તેટલા બધા રૂપિઆ વ્યાજવહીમાં ઉધાર બાજુએ સામટા ન લેતાં, દરેક હપ્તો જૂદો જૂદો લેવામાં આવે છે, ને તેની મિતિ હપ્તો ભરવાનો જે દિવસ હોય તે લખાય છે. (વ્યાજવહીમાં નમુનો ૪ થો જુઓ).

૭૯. કેટલોક માલ તેની કીમત અમુક મુદત પછી લેવાનો ઠરાવ કરી વેચવામાં આવે છે. એવી રકમોની મિતિ વ્યાજવહીમાં તેનો વાયદો જે દિવસે પૂરો થતો હોય તે લખાયછે. (વ્યાજવહી નમુનો ૩જો, જમાની પહેલી રકમ).

૮૦ જ્યારે વ્યાજવહીમાં ખાતાદારની સહી લેવી હોય છે ત્યારે હિસાબ સમજ્યા પછી આવેલો માલ તારીજમાં જમા કરી, બાકી લેણું નકી કરી, તારીજ નીચે નવું ખાતું પાડી, ત્યાં સહી લેવામાં આવે છે. વ્યાજ તથા આવેલો માલ સઘળો રોજમેળમાં જમાખર્ચ કરી ખાતાવહીમાં ખતવી તેમાં પણ નવું ખાતું પાડે છે. આમાં ખાતાદાર સાથે નવા ઠરાવ કર્યા હોય તોતે લખવામાં આવે છે, વ્યાજવહીમાં લખતા નથી. (વ્યાજવહીમાં નમુનો ૪થો જુઓ).

## અચડમેળ.

૮૧. આ મેળ રોજમેળમાં આસો વદ ૦)) ના મેળ પછી નાખવામાં આવે છે. તે બનાવવાનો હેતુ સાલ આખરે વેપારમાં નફો ટોટો શો થયો; તે નકી કરવાનો છે. તેને માટે નીચેની ત્રણ બાબતપર અનુક્રમે લક્ષ રાખવું.

अ. વ્યાજુ ખાતાનું વ્યાજ આસો વદ ૦)) સૂધી કાઢી તેનું જમાખર્ચ કલમ ૫૨ માં બતાવ્યા મુજબ નાંખવું.

ब. આડત દલાલીનો જમાખર્ચ કલમ ૨૮ ની પેટા કલમ द, फमां

લખ્યા મુજબ નાખવો. હુંડીનાં નાણું નાણાવટીઓ શકારી, યા શકરાવી આપ્યા બાબત એક બીજા પાસે આડત લેછે. આડત કેટલી લેવી, કયે પ્રસંગે લેવી, એ વગેરે બાબતના ઠરાવ પ્રથમથી કરી રાખેલા હોય છે, અરસપરસ આડત સરખીજ લે એવો કાંઇ મેળ નથી. રાજકોટના નાણાવટી અમદાવાદવાળા પાસે સેંકડે દોઢ આના મુજબ આડત લેછે, ને તેમને બે આના મુજબ આપે છે. અમારીવતીની હુંડીમાં લખનાર અથવા ખરીદેલી મોકલનાર આડત ભરે છે. તમારીવતીની હુંડીમાં હુંડી મંગાવનાર તેના ખર્ચ ઉપરાંત ઠરાવ મુજબ આડત આપે.

क. નફો અથવા નુકશાન સાલ આખરે શું રહ્યું, તે નક્કી કરવા માટે જે જે ખાતે છેવટે દેવું યા લે'ણું રહેલું હોય તે દેવું લે'ણું આવતી સાલમાં આપવાનું યા લેવાનું ન હોય એવાં કાચાં ખાતાં વટાવ ખાતામાં લેઈ જવાં. જેમકે ખરીદ વકરાખાતું, જણસવાર પાડેલાં ખાતાં, વ્યાજ ખાતું, હુંડીઆમણખાતું, ખર્ચખાતું, ભાડાખાતું, ધર્માદાખાતું ( લે'ણું હોય તો ), ઇત્યાદિ. આ ખાતે નફો થાય, તો એ ખાતે ઉધારી, વટાવખાતે જમા કરવો અને ટોટો આવે તો એ ખાતે જમા કરીને વટાવખાતે ઉધારવો. એટલે દરેક ખાતાં સરભર થશે.

ધર્માદાખાતે દેવું હોયતો આવતી સાલમાં વાળવું જોઇએ, માટે તેવે પ્રસંગે તે માંડી વાળવામાં ન આવે. ચાંલ્લા ખાતું માંડી વાળવામાં ન આવે, કેમકે તેમાં લે'ણું દેણું હશે તે પ્રસંગ આવે આપવા લેવાનું છે.

જણસવાર પાડેલાં ખાતાં, ખરીદ વકરા ખાતું, ઢોર ખાતું, એ ખાતે સાલ આખરે નફો યા ખોટ છે તે નક્કી કરવા માટે પ્રથમ તે તે ખાતે સાલ આખરે વધેલો માલ કેટલો છે તેની તપસીલ કરી તેનો ભાવ સરવાયું કાઢતી વખતે જે ઉપજી શકે તે લખવો. પછી પ્રત્યેક ખાતે જેટલી કિમ્મતનો માલ જણસે થાય તેટલી કિમ્મત પ્રત્યેક ખાતે ખાતાવહીમાં જમા કરીને વિગતમાં જણાવવું કે **શ્રીવર્ષ આખરે માલ બાકી રહ્યો.** માલની વિગત ખાતામાં જણાવવાની જરૂર નથી કેમકે જૂદા ચોપડામાં એ તપસીલ નોંધે છે, તેથી એ પાનું ત્યાં ટાંકે છે. ત્યારપછી તે ખાતાના જમા ઉધારના સર્વાળા કરી નફો વા ટોટો રહે, તે ઉપર कમાં બતાવ્યા મુજબ અચડમેળમાં નાખી વટાવખાતામાં લેઈ જવો.

છેવટે વટાવ ખાતાના જમા ઉધારના સર્વાળા કરી બાદબાકી કરવી.

જો જમાનો સર્વાળો મોટો હોયતો બાદબાકી જેટલો નફો જાણવો, નહિતો ટોટો જાણવો.

## સરવાયું.

૮૨. સાલ આખરે વેપારમાં નફો અથવા ટોટો શો થયો, તથા દેવું લે'ણું કેટકેટલું અને કોની કોની પાસે છે, તે જાણવા માટે જે તારીજ કરવામાં આવેછે તેને **સરવાયું** કહે છે.

૮૩. સરવાયું ખાતાવહી પરથી અને તેને છેલ્લે પાને કરવામાં આવે છે.

૮૪. જે જે ખાતાનું દેવું લે'ણું આવતી સાલમાં આપવાનું યા લેવાનું હોયછે, તેવાં સઘળાં ખાતાં આ સરવાયામાં આવે છે.

૮૫. સરવાયું કાઢવા માટે પ્રથમ સઘળાં ખાતાં સરભર કરી જવાં. ખાતાં સરભર કરવાં એટલે સઘળાં ખાતાંના જમા ઉધારના સર્વાળા કરી, જમાનો સર્વાળો મોટો હોય તો તેમાંથી ઉધારનો સર્વાળો બાદ કરી બાકી રહે તે ઉધાર તરફ લખી ત્યાં **બાકી દેવા** એમ લખવું. જો ઉધારનો સર્વાળો મોટો હોય તો તેમાંથી જમાનો સર્વાળો બાદ કરી બાકી રહે તે જમા તરફ લખી ત્યાં **બાકી લે'ણા** એમ લખવું. પછી સર્વાળો કરેથી બંને તરફના સર્વાળા સરખા થઈ જશે. પછી જમા ને ઉધાર તરફ ખાતું બીડી દેવા માટે આંકડા ઢાંકી દે એ પ્રમાણે બેવડી લીટી દોરવી. ત્યાર કેડે દેવા જમા તરફ ને લે'ણા ઉધાર તરફ લખી તે કઇ મિતિના દેવા લહેણા રહ્યા તે લખવું.

૮૬. ખાતાવહીમાં સરવાયું ઉતારતી વખત નીચેની બાબતપર ધ્યાન આપવું.

अ. મથાળે સરવાયું કઇ સાલનું છે, તે લખી જમા ઉધારની નીચે લીટી દોરવી.

ब. ખાતાવહીમાં દરેક ખાતાં તપાશી દેવા રૂપિઆ હોય તે જમા તરફ ને લે'ણા રૂપિઆ હોય તે ઉધાર તરફ લખી તેની સામે તે માણસનાં નામ તથા ખા. પા. લખવું કે તેનો હિસાબ જોવો હોય તો સુગમ પડે. સિલકમાં માલ હોય તે કિમ્મત સાથે ઉધાર બાજુ લખાય છે, કેટલાક માલની વિગત ત્યાં નથી લખતા.

क. પછી જમા ઉધારનો સર્વાળો કરી ઉધારના સર્વાળામાં સાલ આ-

ખરે રહેલી સિલક મેળવવી, તેથી જો બંને સર્વાળા મળી રહે તો સરવાયું ખરૂં જાણવું.*

**૮૭. સરવાયાનો તાળો મળી રહે છે તેનું કારણ.**

પાછલી સાલનું દેવું=પાછલી સાલનું લે'ણું +રોકડ સિલક.

ચાલતી સાલમાં દેવું થાય=ચાલતી સાલમાં લે'ણું થાય+પાછલી સાલની સિલકમાં આ સાલ જેટલો વધારો થયો હોય તે અથવા—પાછલી સાલની સિલક કરતાં આ સાલની સિલકમાં જેટલો ઘટાડો થયો હોય તે માટે—

**કુલ દેવા=કુલ લે'ણું +ચાલતી સાલ આખરની રોકડ સિલક.**

૮૮. સાહુકાર લોકો સરવાયું બનાવે છે તે રોજમેળમાં નાખી ખાતાવહીમાં લેતા નથી, ખાતાવહીમાંજ બનાવે છે. કેમકે રોજમેળમાં નાખવાથી પોતાની ચોકસ થાપણ બીજાના જાણવામાં આવે. આજ હેતુથી પોતાની ખાતાવહી બીજાને જોવા આપતા નથી, પોતાના ગુમાસ્તા વટીકને પણ ભરોંસો પડયા વગર સોંપતા નથી.

૮૯. રોજમેળમાંની સઘળી રકમો ખાતાવહીમાં ખતવાઇ છે કે નહિ, તે જાણવા માટે કેટલાક દેશી વેપારીઓ રોજમેળમાં માસ આખરે **ખાતાવાર માસિક તારીજ** કરેછે. તે કરવા માટે જે માસની તારીજ કરવી હોય તે માસમાં દરેક ખાતાવાર જમા કેટલું ને ખર્ચ કેટલું તે ખાતાદારના નામની સામે જમાનું જમા તરફ ને ઉધારનું ઉધાર તરફ લખવું. પછી જમા તથા ઉધાર બાજુનો જૂદો જૂદો સર્વાળો કરવો. જમાના સર્વાળામાં માસની શરૂઆતની અને ઉધારના સર્વાળામાં માસ આખરની સિલક મેળવવી તેથી બંને તરફના સર્વાળા મળી રહે તો ખાતાવહી ખરી ખતવેલી છે એમ સમજવું. જો એકાદ રકમ રહી ગઈ હશે તો તે સર્વાળા નહિ મળે.

ખાતાંવાર માસિક તારીજના લાભ.–ગુમાસ્તો કોઇને ખાતે ખોટી રકમ ઉધારી ખાતાવહીમાં ખતવે નહિ, તો આ તારીજ મળે નહિ, તેથી તે-

---

*ઘણી વખત પરીક્ષકો પહેલી સાલની શરૂઆતમાં સિલક લખાવેછે. તે પ્રસંગે તે સિલક દુકાનના માલીકના નામે જમા કરવી. કારણ એટલા પૈસા ઘરમાંથી કાઢી વેપાર શરૂ કર્યો એવો ત્યાં અર્થ છે. જો સિલક તા. લે'ણું એ બંને લખાવે તો જાણવું કે એ દુકાન કેટલાક વર્ષથી ચાલે છે, એવે પ્રસંગે સિલક + લે'ણા જેટલું દેવું લખાવવુંજ જોઈએ. ન લખાવે તો સમજવું કે એ દુકાનમાં એટલો નફો છે, તેમ ધારી એ બંને રકમનો સર્વાળો વટાવ ખાતે જમા કરવો.

વું કપટ પકડાય. જો તે રકમ ખતવે તોતો તે કપટ પકડાય નહિ, એવું કપટતો હિસાબ કરતાંજ પકડાય. (૨) ગુમાસ્તો રૂપિઆ લાવી ખાતાવહી-માં બારોબાર ખતવી દે તો તે ભૂલ પણ પકડાય, એકેમાં જમા ન કરે ત્યારે તો હિસાબ કરતાં પકડાય.

### ભરતીયું.

સ્વસ્તિશ્રી રાજકોટ મહા શુભસ્થાને પુજ્યારાધે અનેક સર્વે શુભોપમા જોગ શાશ્રી પંચ મોદી ડોસાભાઇ ગોરધનદાસ. જોગશ્રી અમદાવાદથી લી. પરી. કસળચંદ વછરાજના જેગોપાલ વાંચજો. જત અત્રેથી તમારી વતી રેશમી ધોતી જોટા નં. ૨૦ ખરીદ કરીને તેની ગાંસડી નં. ૧ રેલવે રસ્તે આજરોજ રવાના કરીછે. તેની રસીદ વઢવાણકાંપના શા. રતનચંદ વધુચંદ પર આજરોજ બીડી છે. તેનું ભરતીયું આ કાગળ મધે ઉતારી મોકલ્યું છે.

ઉ

૧૨૬) ધોતી જોટા રેશમી નં. ૨૦.

૧૪૦) રેશમી ધોતી જોટા નં. ૨૦ લાંબા હાથ ૧૦ તથા પનો ગ. ૨)નો પ્રત રૂ ૭) લેખે.

૧૪) ટકા દશ લેખે વળતરના.

૧૨૬) ખરી કીમતના.

૩। ખરાજાતના.

૧) ખાદી હાથ ૮ બાંધણુ સારૂ.

૦। રેલવે પર લઇ જવાની મજુરી.

૨) વઢવાણ કાંપ સૂધી રેલવે ભાડના.

૩।

જુમલે રૂ ૧૨૯।

એણી રીતે ભરતીયું ઉતારી મોકલ્યું છે તે પહોંચેથી તપાશીને જમા ખર્ચ કરીને જવાબ લખજો. સવંત ૧૯૪૧ના ફાગણવદ ૧૨ શુકરે.

**સમજુતી:**—આ ભરતીયું મનોયત્ન ૬ઠાની રકમ ૪થીનું છે.

## હુંડી.

લી. મોદી ડોસાભાઈ ગોરધનદાસ.

જત આ હુંડીનાં નાણું શિકારી આપજો.

સ્વસ્તિશ્રી ખેડા મહા શુભસ્થાને પુજ્યારાધે શાશ્રી પંચ શા. રાયચંદ પૂજા-શા. એતાનશ્રી રાજકોટથી લી. મોદી ડોસાભાઈ ગોરધનદાસના જુહાર વાંચજો. જત અત્રેથી રાખ્યા શા. નથુ હરખચંદ પાસેથી રૂ ૨૦૦) અંકે બસેં પૂરા લીધા છે. બાંધી મુદત દેખાડ થયા પછી દિવસ બારની, નામે શાહજોગ, રૂપિઆ હુંડીની રીતના ગ્રથ ઠામ ઠેકાણું ચોકસ કરીને આપજો. નિશાની એ જે તે શ્રી અમદાવાદવાળા પરી. કસળચંદ વછરાજને ખાતે ઉધારજો. સવંત ૧૯૪૧ના પ્રથમ જેઠ શુદ ૧૫ વાર ગરેઉ. દા. બેચર ડોસાભાઈના જુહાર વાંચજો.

નીમે રૂપિઆ એકસોથી બમણા.

જુમલે રૂપિઆ બસેં પૂરા શાહજોગ આપજો.

| |
|---|
| રૂ ૨૦૦) |

સમજુતી:—આ હુંડી મનોયત્ન ૯માની ૭મી રકમની છે.

આ હુંડીપરથી જણાય છે કે રાજકોટવાળાને ખેડાવાળા સાથે આડત નથી, પણ અમદાવાદવાળા સાથે આડત છે તેથી અમદાવાદવાળાને ખાતે ઉધારવાની નિશાની આપી છે, અને અમદાવાદવાળાને ખેડાવાળા સાથે આડત છે. આવી જાતની હુંડીને **લેંણી હુંડી** કહેવાય.

જો પોતાને આડત હોત તો હુંડીમાં એમ લખત કે નિશાની એ જે કાગળ મધ્યે લખીશું. અને ઈલાયદા કાગળમાં એમ લખે કે ફલાણા દિવસે આટલાની હુંડી લખી છે તેનાં નાણું શિકારી આપજો.

## પેંઠ.

લી. મોદી ડોસાભાઇ ગોરધનદાસ.

જત આ પેંઠના નાણું શિકારી આપજો.

સ્વસ્તિશ્રી ખેડા મહા શુભસ્થાને પુજ્યારાધે શા શ્રી પંચ શા. રાયચંદ પૂજાશા. એતાનશ્રી રાજકોટથી લી. મોદી ડોસાભાઇ ગોરધનદાસના જુહાર વાંચજો. જત અત્રેથી રાખ્યા શા. નથુ હરખચંદ પાસેથી રૂ ૨૦૦) અંકે બસેં નીમે રૂપિઆ એકસોથી બમણા પૂરા બસેં લઇને તેને હુંડી નં. ૧ સવંત

૧૯૪૧ના પ્રથમ જેઠ શુદ ૧૫ વાર ગરેઉની, બાંધી મુદતની, દેખાડ થયા પછી દિવસ બારની, શાહજોગી, નિશાની અમદાવાદવાળા પરી. કસળચંદ વછરાજને ખાતે ઉધારવાની લખી આપેલી છે. તે રાખ્યાવાળા ધણી કહે છે કે હુંડી ગેરવલ્લે પડી છે, માટે આ પેંઠ લખી આપવામાં આવીછે. માટે તમે તમારો રોજમેળ, ખાતાવહી વગેરે ચોપડા તપાશી જોઇ હુંડીનાં નાણાં શિકારી ન આપ્યાં હોય તો આ પેંઠનાં નાણાં શિકારી આપજો. જો હુંડીનાં નાણાં શિકારી આપ્યાં હોય તો આ પેંઠ રદ છે, વાંચીને ફાડી નાંખજો. અમે તમોને હુંડી તથા પેંઠ મળી એક વખત નાણાં મજરે આપીશું, તે જાણજો. સંવત ૧૯૪૧ના પ્રથમજેઠવદ ૨ વાર શનેઉ. દા. બેચર ડોસાભાઇના જુહાર વાંચજો.

|રૂ ૨૦૦)|

સમજુતી–પરપેંઠ તથા કાગળ લખવાની રીત પેંઠના જેવી છે, ફેર માત્ર એટલોજ કે પરપેંઠમાં હુંડી તથા પેંઠ અને કાગળમાં હુંડી, પેંઠ, અને પરપેંઠ લખ્યાની તિથિ દર્શાવાય છે.

## નીચે આપેલાં મનોયત્નપરથી રોજમેળ, ખાતાવહી તથા વ્યાજવહી બનાવી સરવાયું કાઢો?

**મનોયત્ન ૧ લું.**—સંવત ૧૯૪૧ ના કાર્તક શુદ ૧ વાર રવેઉ. (૧) મોદી. ડોસાભાઈ ગોરધનદાસે ઘરમાંથી રૂ ૫૦૦) કાઢી વેપાર શરૂ કર્યો. (૨) રૂ ૨૫) પા. મીઠાભાઇ ડુંગરદાસને ઉછીના આપ્યા. (૩) રૂ ૪) પગી મેઘજી ભલાને શા. નથુ હરખચંદને ઘેરથી અપાવ્યા.

**મનોયત્ન ૨ જું.**—માગશર શુદ ૧ વાર ભોમે. (૧) પા. મીઠાભાઇ ડુંગરદાસ રૂ ૨૫) ભરી ગયા. (૨) ઘી મણ ૨૦) દર રૂ ૧૮) ને ભાવે શા. નથુ હરખચંદને ઘેરથી રોકડેથી લીધું, ને (૩) ત્યાંથી મેઘજી ભલાને રૂ ૧) નો ગોળ શેર ૮) અપાવ્યો.

**મનોયત્ન ૩ જું.**—પોષ શુદ ૧ વાર ગરેઉ. (૧) ઘી મણ ૧૦ વોરા વખતચંદ હીરાચંદને દર રૂ ૨૦) ને ભાવે રોકડેથી આપ્યું. (૨) પા. મીઠાભાઇ ડુંગરદાસને ઘેરથી ઘઉં કળશી ૧૦૦)દર રૂ ૩૫) ને ભાવે ખરીધા, તેમાં રૂ ૧૦૦) રોકડા આપ્યા, બાકીના રૂપિઆનો વાયદો માસ બેનો કર્યો છે. (૩) ઘી મણ ૧) પગી. મેઘજી ભલાને રૂ ૨૧) માટે આપ્યું તેમાં તે રૂ

૧૫)રોકડા આપી ગયો, તથા (૪) ઘી શેર. ૫) વધવાથી પાછું આપી ગયો.

**મનોયત્ન ૪ થું.**—મહાશુદ ૧ વાર શનેરૂ. (૧) ઘી શેર ૬) ખાવા સારૂ ઘેર દર રૂ ૨૧) લઈ ગયા. (૨) રૂ ૦ાનો સાબુ, તથા રૂ ૦ા નાં પોસ્ટ કાર્ડ લીધાં. (૩) રૂ ૫) ના પૈસા ૬૫ લેખે લીધા. (૪) રૂ ૧૦૦) બાબાશાઇ રૂ ૮૪) મુંબાઇગરા આપી લીધા. (૫) વઢવાણવાળા શા. માણેકચંદ કેશવજીને રૂ ખાંડી ૨૦) દર રૂ ૧૭૫) ને ભાવે શા. પ્રભુદાસ હરજીવનદાસની દુકાનેથી અપાવ્યું, તેમાં દલાલી સેંકડે ૦ા ટકો મળ્યો. (૬) રૂ ૧૦) ૨.૦ ની હેગની વીંટી લીધી. (૭) સિકંદર નામાની ચોપડીઓ નં. ૨૦ દર રૂ ૧ા ની મોદી ચુનીલાલ બાપુજી પાસેથી રોકડેથી લીધી, તેમાં સેંકડે દશ ટકા કમિશન મળ્યું.

**મનોયત્ન ૫ મું.**—ફાગણ શુદ ૧ વાર સોમે. શા. નથુ હરખચંદ ને રૂ ૫) આપ્યા પણ તે ઉધારને બદલે જમા કરી ગયા, ભૂલ સાંજે પકડાઈ. (૨) પા. મીઠાભાઇ ડુંગરદાસને રૂ ૩૪૦૦)નો હવાલો વોરા વખતચંદ હીરાચંદપર આપ્યો. (૩) વઢવાણના શાહ. માણેકચંદ કેશવજીએ તેમના ગુમાસ્તા મગન હરીભાઈ સાથે રૂ ૫૦૦) મોકલી ઘઉં કળશી ૫૦ મંગાવ્યા, તે આપણે દુકાનમાંથી દર રૂ ૪૦)ને ભાવે ભરાવ્યા. (૪) વોરા વખતચંદ હીરાચંદની દુકાને રૂ ૫૦૦) મુંબઇગરા તથા રૂ ૧૦૦) બાબાશાઇ દર રૂ ૮૪ા= ને ભાવે ગુમાસ્તો લીલાધર ભરી આવ્યો. (૫) પગી મેઘજી ભલાના ખાતાનો હિસાબ કરી ખૂટતા રૂપિઆ પૂરા કરી રૂ ૫૦) નો મેળ કર્યો, તેમાં મંડામણીના રૂ ૫) કાપી લેઇ તેનાં કાંધાં નં. ૫ માંડયાં. એવી સરતે કે દર માસે રૂ ૧૦) ભરવા. કાંધું ખડે ૧ા દોકડા લેખે વ્યાજ લેવા ઠરાવ કર્યો છે.

**મનોયત્ન ૬ ઠું.**—ચૈત્ર શુદ ૧ વાર ભોમે. (૧) પગી મેઘજી ભલા રૂ ૧૦) કાંધાના ભરી ગયો. (૨) ઘી મણ ૫૦) બે માસને વાયદે દર રૂ ૧૭ા ને ભાવે શાહ નથુ હરખચંદનું સહી કર્યું, તેને પેટે બાનામાં રૂ ૨૫) આપ્યા. (૩) ઘી મણ ૫) વઢવાણના આડતીયા શાહ માણેકચંદ કેશવજી ઉપર દર રૂ ૧૯ા ને ભાવે મેમણ અલી ઉમર સાથે વેચવા મોકલ્યું. (૪) અમદાવાદના પરીા. કસળચંદ વછરાજે રેશમી ધોતીજોટા નં. ૨૦ મોકલ્યા. તેનું ભરતીયું રૂ ૧૨૯ા નું આવ્યું. રૂ ૧ાાા ૦ા વઢવાણથી રાજકોટ સૂધીના ભાડાના મેમણ અલી ઉમરને આપણે આપ્યા.

**મનોયત્ન ૭ મું.**—વૈશાક શુદ ૧ વાર ગરેઉ. (૧) પગી મેઘજી ભલા-

ને રૂ ૨) રોકડા આપ્યા તે લખવા ભૂલી ગયા ને યાદદાસ્તમાં આવ્યા નહિ. (૨) રેશમી ધોતીજોટા નં. ૧૫ અઢાર આની કરી બાવા સાળંગગર તુલસીગરને આપ્યા. (૩) ઘી વઢવાણ મોકલેલું તેના વેચાણનું ભરતીયું રૂ ૯૨)૫ નું ચૈત્ર વદ ૫ ની તેરીખનું આવ્યું.

**મનોયત્ન ૮ મું.**—પ્રથમ જેઠ શુદ ૧ શુકરે. (૧) પગી. મેઘજી ભલાને રૂ ૨) વૈશાખ શુદ ૧ વાર ગરેઉએ આપેલા તે યાદ આવ્યા. (૨) સિંકંદર નામાની ચોપડી નં. ૧૨ દર રૂ ૧ા લેખે રોકડેથી વેચી. (૩) શાહ નથુ હરખચંદના સહી કરેલા ઘીનો વાયદો થયાથી રૂ ૧૯)ને ભાવે ખંડી વાળ્યું. (૪) રૂ ૫૦૦) ની હુંડી રોકડેથી શાહ. નીગચંદ નાનજીને રૂ ૧૦૦ાાને ભાવે મુંબાઈના ઠા. અમરશી કચરાપર લખી આપી, ભરપાઇ થઇ પ્રથમ જેઠ શુદ ૧૫ વાર ગરેઉ. (૫) અમદાવાદના પરીા. કસળચંદ વછરાજપર રૂ ૧૫૦૦)ની હુંડી વોરા. વખતચંદ હીરાચંદને ખાતે સરભર ભાવે લખી આપી, તે ભરપાઇ થઇ પ્રથમ જેઠ શુદ ૧૫ વાર ગરેઉ. (૬) અમદાવાદના પરીા કસળચંદ વછરાજે આપણાપર રૂ ૪૦૦)ની હુંડી શાહ હઠીસંગ જેચંદને વૈશાક વદ ૧૩ વાર ભોમે લખી આપેલી તેનાં નાણાંશાહઉમેદકગળશીનેઆપણે આપ્યાં.

**મનોયત્ન ૯ મું.**—પ્રથમ જેઠ શુદ ૧૫ વાર ગરેઉ.

૧. આપણે રૂ ૧૫૦)ની હુંડી રૂ ૯૯ાા ને ભાવે રોકડેથી પરીા. કરસનજી મૂળચંદની દુકાનેથી અમદાવાદના પરીા. કસળચંદ વછરાજપરની લેઇ શેઠ વાડીલાલ પાનાચંદપર બીડી, તેનાં નાણાં તેમને બીજા જેઠ શુદ ૧ વાર શનેઉએ મળ્યાં.

૨. આપણે શાહ નથુ હરખચંદ પાસેથી રૂ ૧૦૦)ની હુંડી નામે લખાવી સરભર ભાવે મુંબઇના શેઠ લક્ષ્મિદાસ ખીમજી પરની લેઇ ઠા. અમરશી કચરાને બીડી. તેના નાણાં તેમને બીજા જેઠ શુદ ૧ વાર શનેઉએ મળ્યાં.

૩. વોરા. વખતચંદ હીરાચંદને ઘેરથી રૂ ૧૧૦૦) રોકડા લાવ્યા.

૪. શાહ મનસુખ સુરચંદ કપડવણજના પરી. અમથાભાઇ મોહનલાલની લખેલી રૂ ૪૦૦)ની હુંડી અમદાવાદના પરીા. કસળચંદ વછરાજપરની પ્રથમ જેઠ શુદ ૧ વાર શુકરની લખેલી લાવ્યા તે રૂ ૯૯ાા ને ભાંવે લેઇ અમદાવાદ જેની તેનાપર બીડી. જમા ઉધાર થઇ બીજા જેઠ શુદ ૧ વાર શનેઉ.

૫. કપડવણજના પરીા. પાનાચંદ કુબેર ઉપરની, લખી અમદાવાદના પરી. કસળચંદ વછરાજની, રાખ્યા શાહ રતનચંદ જેચંદ પાસેથી,

હુંડી રૂ ૫૦૦)ની, લખી પ્રથમ જેઠ શુદ ૧૧ વાર રવેઉની,તે દર રૂ ૧૦૧)ને ભાવે લેઈ રૂ ૧૦૧ા ૭ા ને ભાવે બાવા સાળંગગર તુળશીગરને રોકડેથી વેચાતી આપી.

૬. अ. આપણાપર વઢવાણના રહીશ શાહ માણેકચંદ કેશવજીએ રાજકોટના પરી. કરસનજી મૂળચંદ ઉપરની રૂ ૧૮૦૦)ની હુંડી તરત મુદતની, લખી પ્રથમ જેઠ શુદ ૧૧ વાર રવેઉની, શાહ કુંવરજી નાથાની લખેલી બીડી, તેનાં નાણાં લેઈ તેમાંથી રૂ ૨૦૦)ની હુંડી મુંબાઈના શેઠ લક્ષ્મિદાસ ખીમજી પર મોકલવા લખ્યું. (ब) આપણે વોરા વખતચંદ હીરાચંદ પાસેથી દા. રૂ ૦ાને ભાવે ઠા. અમરશી કચરાપરની ખાતે લેઇ શેઠ લક્ષ્મિદાસ ખીમજીપર બીડી.

૭. ખેડાના શાહ રાયચંદ પૂજાશાહ ઉપર રૂ ૨૦૦)ની હુંડી શાહ નથુ હરખચંદને દા. રૂ ૩) ને ભાવે રોકડેથી આપી. ખેડે અવેજ પરી. કસળચંદ વછરાજની રૂ ૨૦૦)ની ભલામણ મોકલી વાળ્યો. ભરપાઇ બીજા જેઠ શુદ ૧ વાર શનેઉએ થઇ.

૮. રૂ ૨૩૫૦) વોરા વખતચંદ હીરાચંદને ત્યાં ગુમાસ્તો લીલાધર ભરી આવ્યો છે.

**મનોયત્ન ૧૦ મું.**—બીજા જેઠ શુદ ૧ વાર શનેઉ. (૧)રૂ ૧૧૦ા૩ બાવા સાળંગગર તુળશીગરને ત્યાંથી રોકડા આવ્યા. (૨) રૂ ૦)- પોસ્ટ કાર્ડ વેચ્યાં. (૩) રૂ ૧૨) દુકાનના ભાડાના શાહ નીમચંદ નાનજીને સંવત ૧૯૪૧ના રોકડા આપ્યા.

**મનોયત્ન ૧૧ મું.** અચડમેળ વિષે.—(૧) વોરા. વખતચંદ હીરાચંદના ખાતાનું ૮ આના, પરી. કસળચંદ વછરાજના ખાતાનું જમા તરફ ૮ આનાને ઉધાર તરફ ૬ આના, ઠા. અમરશી કચરાના ખાતાનું આઠ આના, શેઠ. વાડીલાલ પાનાચંદના ખાતાનું છ આના ને પગી મેઘજી ભલાનું ૧ાા દોકડા લેખે વ્યાજ ગણવાનું છે.

(૨) વોરા. વખતચંદ હીરાચંદના ખાતાની ઉપાડની આડત દા. ૦)=, પરી. કસળચંદ વછરાજની હુંડી ભલામણ તે શકારી આપે તેને માટે આડત દા. ૦)= ને આપણે શકારી આપીએ તેની દા. ૦)–ાા લેખે અને ઠા. અમરશી કચરાના ખાતાની આડત દા. ૦)= લેખે છે.

(૩) ઘી દા. રૂ ૧૯)ને ભાવે, ઘઉં કળશી દા. રૂ ૩૭) ને ભાવે તથા ખરીદ વકરાની રકમ પડતર ભાવે ખંડીવાળવાની છે.

રો. પા. ૧

## રોજમેળ.

શહેર રાજકોટના રહીશ મોદી ડોસાભાઇ ગોવરધનદાસનો સંવત ૧૯૪૧ ની સાલનો રોજમેળ.

સંવત ૧૯૪૧ના કાર્તક શુદ ૧ વાર રવેઉ ઇંગ્રેજી તા૰ ૧૯ માહે અકટોબર સન ૧૮૮૪.

| જ | ઉ |
|---|---|
| ૦) ૧૧ શ્રીગણેશાય નમઃ<br>૫૦૦) મોદી ડોસાભાઈ ગોરધનદાસને ખાતે જ.<br>૫૦૦) નગદ રોકડા મુંબાઇ ગરા વેપારસારૂ ઘરમાંથી કાઢ્યા તેના.<br>ખા. પા. ૧.<br>૪) શાહ. નથુ હરખચંદને ખાતે જમા.<br>૪) પગી. મેઘજી ભલાને ખાતે ઉધાર<br>ખા. પા. ૧<br>૫૦૪) | ૨૫) પા. મીઠાભાઈ ડુંગરદાસને ખાતે ઉ ઉધાર.<br>૨૫) નગદ રોકડા મુંબાઈગરા તમોને ઉછીના આપ્યા તેના.<br>ખા. પા.<br>૪) પગી મેઘજી ભલાને ખાતે ઉ.<br>૪) શાહ. નથુ હરખચંદને ખાતે જમા.<br>ખા. પા. ૨.<br>૨૯)<br>૪૭૫) શ્રી પરાંત જણસ.<br>૪૭૪) મુંબાઇગરા.<br>૧) છુટા પૈસા. ૬૪<br>૪૭૫)<br>૫૦૪) |

સંવત ૧૯૪૧ ના માગશર શુદ ૧ વાર ભોમે તા૦ ૧૮ માહે નવેંબર સને ૧૮૮૪.

| જ | ઉ |
|---|---|
| ૪૭૫) શ્રી પરાંત. જણસે.<br>૨૫) પા. મીઠાભાઇ ડુંગરદાસને ખાતે ઉ જમા.<br>૨૫) નગદ રોકડા મુંબાઇગરા ઉછીના આપેલા તેતમો ભરીગયા.<br>ખા. પા.<br>૧) શાહ.નથુ હરખચંદને ખાતે જમા. | ૩૬૦) શ્રી ઘી ખાતે ઉધાર.<br>૩૬૦) ઘી ગણ. ૨૦) દર રૂ. ૧૮) ને ભાવે રોકડેથી શાહ નથુ હરખચંદને ત્યાંથી લીધું તેના.<br>ખા. પા. ૩.<br>૧) પગી. મેઘજી ભલાને ખાતે ઉ.<br>૧) ગોળ શેર ૮) શાહ. નથુ |

શે. પા. ૨.

૧) ગોળ શેર૮) પગી. મેઘજી ભલાને ખાતે ઉધાર.

ખા. પા. ૧

૫૦૧)

હરખચંદને ખાતે જમા.

ખા. પા. ૨.

૩૬૧)

૧૪૦) શ્રી પરાંત જણસે.

૧૩૯) નગદ રોકડા મુંબઈગરા.

૧) છુટા પૈસા. ૬૪

૧૪૦)

૫૦૧)

સંવત ૧૯૪૧ ના પોષ શુદ ૧ વાર ગરેઉ તા૦ ૧૮ માહે ડીસેંબર ૧૮૮૪

જ

૧૪૦) શ્રી પરાંત જણસેછે.

૨૦૦) શ્રી ઘી ખાતે જમા.

૨૦૦) ઘી મણુ. ૧૦) દર રૂ ૨૦) ને ભાવે રોકડેથી. વોરા. વખતચંદ હીરાચંદને આપ્યું તેના.

ખા. પા. ૩.

૩૫૦૦) પા. મીઠાભાઇ ડુંગરદાસને ખાતે જમા.

૩૫૦૦) ઘઉં કળશી ૧૦૦) દર રૂ ૩૫ લેખે ખરીધા તે શ્રી ઘઉં ખાતે ઉધારીને.

ખા. પા. ૨.

૧૫) પગી. મેઘજીભલાને ખાતે જમા.

૧૫) નગદ રોકડા મુંબઈગરા ઘીને પેટે આપી ગયો.

ખા. પા. ૩.

૨૧) શ્રી ઘી ખાતે જમા.

૨૧) ઘી મ. ૧) પગી. મેઘજી ભલાને ખાતે ઉધાર.

ખા. પા. ૩.

ઉ

૧૦૦) પા. મીઠાભાઈ ડુંગરદાસને ખાતે ઉ.

૧૦૦) નગદ રોકડા મુંબઈગરા હા. પોતાને ઘઉં ખરીધા તેને પેટે આપ્યા, બાકીના રૂ. વાયદો માસ બેનો કર્યો છે.

ખા. પા. ૨.

૩૫૦૦) શ્રી ઘઉં ખાતે ઉધાર.

૩૫૦૦) ઘઉં કળશી ૧૦૦ દર રૂ ૩૫ લેખે પા. મીઠાભાઈ ડુંગરદાસનેખાતે જમા

ખા. પા. ૩.

૨૧) પગી. મેઘજી ભલાને ખાતે ઉધાર.

૨૧) ઘી મણુ. ૧) ના હા. પોતે તે શ્રી ઘી ખાતે જમા કરીને.

ખા. પા. ૨.

૨॥= શ્રી ઘી ખાતે ઉધાર

૨॥= ઘી શેર ૫) પગી.

રો. પા. ૩.

૨॥= પગી. મેઘજી ભલાને ખાતે જમા
૨॥= ઘી શેર. ૫) વધવાથી પાછું લાવ્યો તે ઘી ખાતે ઉધારીને

ખા. પા. ૨.

૩૮૭૮॥=

મેઘજી ભલાને ખાતે જમા.

ખા. પા. ૩.

૩૬૨૩॥=

૨૫૫) શ્રી પરાંત જણસેછે.
૨૫૦) નગદ રોકડા મુંબઈગરા.
૪) અડધા નંગ. ૮
૧) છૂટા પૈસા નં ૬૪
૨૫૫)

૩૮૭૮॥=

સંવત ૧૯૪૧ના મહા શુદ ૧ વાર શનેઉ તા૦ ૧૭ માહે જાન્યુઆરી સન ૧૮૮૫.

જ | ઉ

૨૫૫) શ્રી પરાંત જણસે.

૩)૧૫ શ્રી ઘી ખાતે જમા.
૩) ૧૫ ઘી શેર. ૬) દર ૨૧)ને ભાવે ખાવા સારૂ ઘેર લેઈ ગયા તે ખર્ચ ખાતે ઉધારીને

ખા. પા. ૩.

૨૭-૧ શ્રી વટાવખાતે જમા.
૦)-၊ રૂ ૫) મુંબઈગરાના ૬૫ લેખે પૈસા લીધા તેના વટાવના.
૧૬) રૂ ૧૦૦) બાબાશાઇ મુંબઇગરા આપી દર. ૮૪) લેખેશા. મનસુખ સુરચંદના લીધા. તેના વટાવના.
૮॥ રૂ ખાંડી. ૨૦ દર રૂ ૧૭૫) લેખે શાહ. માણેકચંદ કેશવજી ગામ વઢવાણ વાળા

૪)૧૫ શ્રી ખર્ચ ખાતે ઉધાર.
૩) ૧૫ ઘીશેર ૬) ખાવા સારૂ દુકાનમાંથી લીધું તેની ઘી ખાતે જમા કરીને
૦॥ સાબુના ગોળા નં. ૨૦ વોરા નુરભાઈ આદમજીની દુકાનેથી રોકડેથી લીધા.
૦॥ પોસ્ટ કાર્ડ નં. ૩૨
૪) ૧૫

ખા. પા. ૫

૧૦) ૨૦ શ્રી ઘરેણાખાતે ઉધાર
૧૦)૨૦ હેમનીવીટીનં. ૧) ગ ૧)ની સોની ગીરધર રણછોડની દુકાનેથી રોકડેથી લીધી.

ખા. પા. ૫

રો. પા. ૪.

ને શા. પ્રભુદાસ હ- રજીવનદાસની દુકાને થી અપાવ્યું તેની દલાલીના સેંકડે ટકા ૦। લેખે.

૨॥ સિકંદર નમાની ચો- પડી નંગ. ૨૦ દર રૂ ૧ા લેખે મોદી. ચુ- નીલાલ બાપુજી પા- સેથી વેચાતી લીધી તેની કીમતના રૂ ૨૫) નું કમિશન સેંકડે ટકા દશ લેખે.

૨૯ા~ા

ખા. પા. ૫

૨૮૫ા૨૨ાા

૨૫) શ્રી ખરીદ ખાતે ઉધાર.

૨૫) સિકંદરનામાની ચોપડી નં. ૨૦ દર રૂ ૧ા લેખે મોદી.ચુનીલાલ બા- પુજી પાસેથી રોકડેથી લીધી તેના.

ખા. પા. ૪

૩૯ા૧૦

૨૪૬) ૧૨ાા શ્રી પરાંત જણસે.

૧૪૧) નગદ મુંબઇગરા

૧૦૦) નગદ બાબાશાહી

૫)૧૨ાા છૂટા પૈસા

૩૨૮ ને ૦ાા પાઇ.

૨૪૬) ૧૨ાા

૨૮૫ા૨૨ાા

સંવત ૧૯૪૧ના ફાગણ શુદ ૧ વાર સોમે તા૦૧૬ માહે ફેબ્રુઆરી સને ૧૮૮૫.

જ ઉ

૨૪૬)૧૨ાા શ્રી પરાંત જણસે.

૫) શા. નથુહરખચંદને ખાતેજમા.

૫) નગદ રોકડામુંબઇગરા હા. પોતે લઈગયા.

ખા. પા. ૧

૩૪૦૦) વોરા. વખતચંદ હીરાચંદ ને ખાતે જમા.

૩૪૦૦) હવાલો નં. ૧) પા. મીઠાભાઇ ડુંગરદાસને ખાતે ઉધાર.

ખા. પા. ૨.

૩૪૦૦) પા. મીઠાભાઈ ડુંગરદાસને ખાતે ઉધાર.

૩૪૦૦) હવાલો નં. ૧) વોરા વખતચંદ હીરાચંદને ખાતે જમા.

ખા. પા. ૨

૨૦૦૦) શાહ. માણેકચંદ કેશવજી ગામ. વઢવાણવાળાને ખાતે ઉધાર.

૨૦૦૦) ઘઉં કળશી ૫૦) દર રૂ ૪૦) લેખે તમારા ગુ- માસ્તામગન હરિભાઈને ભ-

રો. પા. ૫.

૫૦૦) શાહ.માણેકચંદ કેશવજી ગામ
વઢવાણુ વાળાને ખાતે જમા.
૫૦૦) નગદ રોકડા મુંબાઇગરા
ઘઉં કળશી. ૫૦) મંગાવ્યા તે
પેટે તમારા ગુમાસ્તા મગન
હરીભાઇ હસ્તુ આવ્યા તેના.

ખા. પા. ૬

૨૦૦૦) શ્રી ઘઉં ખાતે જમા.
૨૦૦૦) ઘઉં કળશી. ૫૦)
દર રૂ ૪૦)લેખે શા. માણેક-
ચંદ કેશવજીને ઉધાર.

ખા. પા. ૩.

૪) શ્રી વ્યાજ ખાતે જમા.
૪) કાંધાની મંડામણીના
પગી. મેઘજી ભલાને ખાતે
ઉધાર.

ખા. પા. ૪

૬૧૫૬)૧૨॥

રાવ્યા તેના તે શ્રી ઘઉં ખા-
તે જમા કરીને.

ખા. પા. ૬

૫૮૪॥= વોરા. વખતચંદ હીરાચંદ-
ને ખાતે ઉધાર.
૫૦૦) નગદ રોકડા મું-
બઇગરા.
૮૪॥= રૂ ૧૦૦) બાબાશા
હી દર રૂ ૮૪॥=
લેખે

૫૮૪॥=

હા. ગુમાસ્તો લીલાધર ભ-
રી આવ્યો.

ખા. પા. ૨

૧૫॥= શ્રી વટાવ ખાતે ઉધાર
૧૫॥= વોરા. વખતચંદ હી-
રાચંદની દુકાને રૂ
૧૦૦) બાબાશાહી
ભર્યા તેના વટાવના.

ખા. પા. ૫

૪૧॥= પગી. મેઘજી ભલાને ખાતે
ઉધાર.
૩૬॥ નગદ રોકડા મુંબઇગરા
૦)= છૂટા પૈસા ૮
૪) કાંધાની મંડામણીના તે
વ્યાજ ખાતે જમા.

૪૧॥=

તે સિવાય-રૂ ૮॥ ખાતાના
બાકી હતા જુમલે રૂ ૫૦)
કાંધું ગાડયું
તેમાં ઠરાવ એવો કે માસ ૧

રો. પા | ૬

એકે રૂ૧૦) ભરવા, ન ભરે તો ગાસ ૧૩ ૧) એકે દોકડા૧ાાલેખે વ્યાજ ચડે.

ખા. પા. ૩

૬૦૪૧ાા=

૧૦) શાહ. નથુ હરખચંદને ખાતે ઉધાર.
૧૦) રૂ ૫) નગદ રોકડા મુંબઇગરા તમોને આપેલા તેને બદલે ભૂલથી જમા કરી ગયા તેના.

ખા. પા. ૧

૬૦૫૧ાા=

૧૦૪ાા૦ા શ્રી પરાંત જણસે.
૯૯ાા નગદ રોકડા મુંબઇગરા.
૫)૦ા છૂટા પૈસા ૩૨૦ ને ૦ાા પાઇ.
૧૦૪ાા૦ા

૬૧૫૬)૧૨ાા

સંવત ૧૯૪૧ના ચૈત્ર શુદ ૧ વાર ભોમે તા૦ ૧૭ માહે માર્ચ સન ૧૮૮૫

જ

૧૦૪ાા૦ા શ્રી પરાંત જણસેછે.
૧૦)પગી મેઘજી ભલાને ખાતેજમા
૧૦) નગદ રોકડા મુંબઇગરા કાંધા પેટે ભરી ગયોછે.

ખા. પા. ૩

૯૭ાા શ્રી ઘી ખાતે જમા.
૯૭ાા ઘી મણ ૫) શ્રી ગામ વઢવાણુના શા. માણેકચંદ કેશવજીના હથુ ખાતે ઉધાર. દર રૂ ૧૯ાાનું.

ખા. પા. ૩

ઉ

૨૫) શાહ. નથુ હરખચંદને ખાતે ઉધાર.
૨૫) નગદ રોકડા મુંબઈગરા હા. પોતાને ઘી મણ ૫૦) દર રૂ ૧૭ાા ને ભાવે જેઠ શુદ ૧ ના વાયદાનું સહી કર્યું તે પેટે બાનામાં આપ્યા.

ખા. પા. ૧

૯૭ાા શ્રી ગામ વઢવાણુવાળા શાહ. માણેકચંદ કેશવજીના હથુ ખાતે ઉધાર.

રો. પા. ૭.

૧૨૯ શ્રી અમદાવાદના પરી. કસળ-
ચંદ વછરાજને ખાતે જમા
ફાગણ વદ ૧૨ શુકરે
૧૨૯ રેશમી ધોતી જોટા નંગ૨૦
૧૨૬) ધોતી જોટા નંગ૨૦
દર રૂ ૭)લેખે રૂ૧૪૦)
થાય બાદ ટકા દશ
વળતે રૂ ૧૪) જતાં
રૂ૧૨૬)ખરીકીગતના
૩। ખરાજાતના
૧) ખાદી હાથ. ૮
બાંધણુ સારૂ
૦। રેલવે પર લઇ
જવાની મજુરી.
૨) વઢવાણ સુધી
રેલવે ભાડાના.

૩।

૧૨૯

તમારા ભરતીયા મુજબ ખરીદ
ખાતે ઉધારીને. તેનો વાયદો
માસ ૨)નો કર્યોછે.

ખા. પા. ૬

૩૪૧॥૦।

૯૭॥ ધી મણ ૫) વેચવા સારૂ
મેમણ. અલી ઉમર સાથે
મોકલ્યું તેના દર રૂ
૧૯॥ લેખે.

ખા. પા. ૬

૧૩૧)૦। શ્રી ખરીદ ખાતે ઉધાર.
૧૨૯ રેશમી ધોતી જોટા
નં. ૨૦
૧૨૬)ધોતીજોટાનંગ૨૦રૂ ૭)
લેખે રૂ ૧૪૦) થાય
બાદ ટકા દશ વળતે
રૂ ૧૪ બાદ જતાં
રૂ ૧૨૬ ખરા.
૩। ખરા જાત.
૧) ખાદી હાથ ૮
બાંધણુ સારૂ.
૦। રેલવેપર લેઈ જ
વાની મજુરી.
૨ વઢવાણ સુધી
રેલવે ભાડાના.

૩।

૧૨૯

તે શ્રી અમદાવાદના
પરી. કસળચંદ વછ-
રાજને ખાતે જમા.
૧॥૦। વઢવાણથી રાજકોટ
સુધી ભાડાના હા.
મેમણ અલીઉમરને.
૧૩૧) ૦।

ખા. પા. ૪

૨૫૩॥૦।

૮૭॥ શ્રી પરાંત જણસે.
૮૪) નગદ રોકડામુંબ
ઈગરા.
૩॥ ફૂટાપૈસાનંગ૨૪૦
૮૭॥

૩૪૧॥૦।

રે. પા. ૬.

સંવત ૧૯૪૧ ના વૈશાખ શુદ ૧ વાર ગરેઉ તા૦ ૧૬ માહે એપ્રિલ સને ૧૮૮૫.

જ

૮૭ાા શ્રી પરાંત જણસે છે

૧૧૦ાાૅ૩ શ્રી વકરા ખાતે જમા

૧૧૦ાા૩ રેશમી ધોતી જોટા નં. ૧૫ની કીમતના બાવા. સાળંગર તુલશીગર ને ખાતે ઉધારીને.

ખા. પા. ૪

૯૭ાા શ્રી ગામ વઢવાણના શાહ. માણેકચંદ કેશવજીના હથુ ખાતે જમા ચૈત્ર વદ ૫ શનેઉ

૯૨)૫ ઘી મણ. ૫)ના તમારા ભરતીયા મુજબ તમારે ખાતે ઉધારીને..

૫ા૨૦ ખોટના શ્રી ઘી ખાતે ઉધારીને.

૯૭ાા

ખા. પા. ૬

૨૯૫ાાા૩

ઉ

૧૧૦ાા૩બાવા. સાળંગગર તુળશીગર.

૯૮ા રેશમી ધોતી જોટા નં. ૧૫ ની પડતર કીમત.

૧૨ા૩ વટાવ રૂ ૯૮ા નો અઢાર આની લેખે.

૧૧૦ાા૩

હા. તમારો ગુમાસ્તો. ગણેશ લેઇ ગયોછે તે શ્રી વકરા ખાતે જમા કરીને.

ખા. પા. ૨

૯૨)૫ શ્રીવઢવાણનાશાહ માણેકચંદ કેશવજીને ખાતેઉ. ચૈત્ર વદ ૫ શનેઉના.

૯૫)ઘી મણ ૫)દર.રૂ ૧૯) લેખે વેચાણું તેના

૨) રાજકોટથીવઢવાણ સુધીના ભાડાના મેમણ અલી ઉમરને તમોએ આપ્યા તેના.

૦ાા૨૦ તમારી દલાલીનારૂ ૯૫) ની સેંકડે ટકાલેખે.

૨ાા૨૦

૯૨)૫

તમારા ભરતીયા મુજબ તમારે ખાતે ઉધારી તમારા હથુ ખાતે જમા કરીને.

ખા. પા. ૬

૫ા૨૦ શ્રીઘી ખાતે ઉધાર ચૈત્ર વદ ૫ શનેઉ.

૫ા૨૦ ઘીમણ ૫)ની ખોટના વઢવાણના શાહ. મા-

શો | પા. ૯.

ણેકચંદ કેશવજીના ઉ-
થુ ખાતે જમા કરીને.

ખા. પા. ૩

૨૦૮)૩.
૨) શ્રી વધઘટ ખાતેઉધ૨
૨) સિલક મેળવતાં ખૂટ્યા

ખા. પા. ૫

૮૫ાા શ્રી પરાંત જણસે.
૮૨) નગદ મુંબઇગરા.
૩ાા છૂટા પૈસા નં. ૨૪૦
૮૫ાા

૨૯૫ાા૩

સંવત ૧૯૪૧ના પ્રથમ જેઠ શુદ ૧ વાર શુકરે તા. ૧૫ માહે મે સને ૧૮૮૫

જ

૮૫ાા શ્રી પરાંત જણસેછે.
૨) શ્રી વધઘટ ખાતે જમા
૨) નગદ વૈશાખ શુદ ૧ના મેળગાં ખૂટેલા પગી મેઘજી ભલાનેઆપેલા સાંભરી આવતાં તેને ખાતે ઉ

ખા. પા. ૫

૧૫) શ્રી વકરા ખાતે જમા.
૧૫)સિંકદર નામાની ચોપડી નં. ૧૨ રોકડેથી છૂટકવેચીતેના

ખા. પા. ૪

૭૫) શ્રી વટાવ ખાતે જમા.
૭૫) ઘી મણ ૫૦) દર ૨૧૭ાા ને ભાવે સહી કરેલું ન આવતાંદર ૨૧૯)ને ભાવે ભાવ ખંડીવાળ્યો તેના નફાના શાહ નથુ હરખચંદને ખાતે ઉધારીને

ખા. પા. ૫.

ઉ

૨)પગી. મેઘજી ભલાને ખાતે ઉ-
૨) નગદ વૈશાક શુદ ૧ ને દિવસે આપેલા તે સરત ચૂકથી માંડવા રહી ગયેલા તે યાદ આવેથી શ્રી વધઘટ ખાતે જમા કરીને.

ખા. પા. ૩

૭૫ શાહ નથુ હરખચંદને ખાતે ઉ-
૭૫) ઘી મણ ૫૦) દર ૨૧૭ાા ને ભાવે આજની તેરીખનું અમોએ સહી કરેલુંતે તમોએ ન આપતાં રૂ ૧૯) ને ભાવે ભાવ ખંડી વાળ્યો તેના દર મણે રૂ ૧ાા લેખે તે વટાવ ખાતે જમા કરીને

ખા. પા. ૧

૧૫૦૦)વોરા. વખતચંદહીરાચંદ ખાતે ઉધાર.

રો. પા. ૧૦.

૫૦૦) શ્રી હુંડીખાતે જમા.

૫૦૦) હુંડી નં. ૧ શ્રી મુંબાઇના હા. અમરશી કચરા ઉપરની, લખી અત્રેથી અમારી, રાખ્યા શાહ નીમચંદ નાનજી પાસેથી, શાહ જોગી, મુદત દિન વળતાની, લખી પ્રથમ જેઠ શુદ ૧ વાર શુકરની દા. ાા રોકડેથી

ખા. પા. ૪

૨ાા શ્રી હુંડીઆમણુ ખાતે જમા.

૨ાા હુંડી નં. ૧ ૩૫૦૦)ની દા. ાા લેખે મુંબાઈની શાહ. નીમચંદ નાનજીને આપી તેના.

ખા. પા. ૪

૧૫૦૦) શ્રી હુંડીખાતે જમા.

૧૫૦૦) હુંડી નં. ૧ શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજ ઉપરની, લખી અત્રેથી અમારી, રાખ્યા વોરા વખતચંદ હીરાચંદ પાસેથી, શાહજોગી, મુદત વાર ભોગની લખી પ્રથમ જેઠ શુદ ૧ વાર શુક્ર સરભર ભાવે ખાતે માંડી વોરા વખતચંદ હીરાચંદને આપી તેના તેને ખાતે ઉધારીને.

ખા. પા. ૪.

૨૧૮૦ા

૧૫૦૦) હુંડી નં. ૧ અમદાવાદ નાપરી. કસળચંદ વછરાજ ઉપરની, લખીઅત્રેથી અમારી, રાખ્યા તમારી પાસેથી, શાહજોગી, મુદતવાર ભોગની, લખી પ્રથમ જેઠ શુદ ૧ વાર શુકર સરભર ભાવેતેહુંડી ખાતે જમા કરીને.

ખા. પા. ૨

૪૦૦) શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજનાખાતેઉધાર.

૪૦૦) હુંડી નં. ૧ અમારાઉપરની, લખી તમારી, રાખ્યા શાહ હઠીસંગ જેચંદ પાસેથી, શાહજોગી, મુદત દિનવળતાની, લખી વૈશાખવદ ૧૩ વાર ભોગની આ હુંડી લેઈ શાહ ઉમેદ કમળશી આવેથી ખોળાધર શાહ. હઠીસંગ કસળચંદ લેઇ નાણાં આપ્યાં તે.

ખા. પા. ૬.

૧૯૭૭)

૨૦૩ા શ્રી પરાંત જણસે.

૨૦૨) નગદ મુંબઇગરા.

૧ા છુટા પૈસા નં. ૮૦

૨૦૩ા

૨૧૮૦ા

રોં પા. ૧૧.

સંવત ૧૯૪૧ના પ્રથમ જેઠશુદ ૫ વાર ગરેઉ. તા૦ ૨૮ માહે મે ૧૮૮૫.

જ

૨૦૩। શ્રી પરાંત જણુસે છે.

૫૦૦) શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતે જમા.

૫૦૦) હુંડી નં. ૧ તમારા ઉપરની, લખી અત્રેથી અમારી, રાખ્યા શાહ નીમચંદ નાનજી પાસેથી, શાહજોગી, મુદત દિન વળતાની, લખી પ્રથમ જેઠ શુદ ૧ વાર શુક્રની તે શકરાઇ આવેથી હુંડી ખાતે ઉધારીને.

ખા. પા. ૭

૧૫૦૦) શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજને ખાતે જમા.

૧૫૦૦) હુંડી નં. ૧ તમારા ઉપરની, લખી અત્રેથી અમારી, રાખ્યા વોરા વખતચંદ હીરાચંદ પાસેથી, શાહ જોગી, મુદતવાર ભોમની, લખી પ્રથમ જેઠ શુદ ૧ વાર શુક્ર, તે શકરાઇ આવેથી હુંડી ખાતે ઉધારીને.

ખા. પા. ૬

૦।≈ શ્રી હુંડીઆમણુ ખાતે જમા.

૦।≈ હુંડી નં. ૧ ૩ ૧૫૦)નીદા. હલાલેખે અમદાવાદની, પરી.

ઉ

૫૦૦) શ્રી હુંડી ખાતે ઉધાર.

૫૦૦) હુંડી નં ૧ શ્રીમુંબાઇના ઠા. અમરશી કચરા ઉપરની, લખી અત્રેથી અમારી, રાખ્યા શાહ નીમચંદ નાનજી પાસેથી, શાહજોગી, મુદત દિનવળતાની, લખી પ્રથમ જેઠશુદ ૧ વાર શુક્રની તે શકરાઈ આવેથી મુંબાઈના ઠા અમરશી કચરાને ખાતે જમા કરીને.

ખા. પા. ૪

૧૫૦૦) શ્રી હુંડી ખાતે ઉધાર.

૧૫૦૦) હુંડી નં. ૧ અમદાવાદના પરીા. કસળચંદ વછરાજ ઉપરની, લખી અત્રેથી અમારી, રાખ્યા વોરા. વખતચંદ હીરાચંદપાસેથી, શાહજોગી, મુદતવાર ભોમની, લખી પ્રથમ જેઠશુદ ૧ વાર શુક્ર. તે શકરાઇ આવેથી પરીા. કસળચંદ વછરાજને ખાતે જમા કરીને.

ખા. પા. ૪.

૧૫૦) પરીા. કરસનજી મૂળચંદને ખાતે ઉ.

